# ફુલમાળા

## ભાગ ૧

બાળકો માટે ૩૨ વાર્તાઓનો સચિત્ર સંગ્રહ

લખનાર :

**રમણલાલ નાનાલાલ શાહ,**

—તંત્રી : "બાલજીવન"

: પ્રકાશક :

**કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ**

બૂકસેલર, નાણાંવટ—સુરત

આવૃત્તિ ૨ જી  પ્રત ૧૧૦૦  સં. ૧૯૮૬

કિમ્મત રૂા. ૦-૧૨-૦

અમદાવાદ
ગુજરાતી કૉપીરાઇટ-સંગ્રહ ૧૫૩૦૭

* પુસ્તક પ્રકાશકના સર્વ હક્ક બાલજીવન કાર્યાલયને સ્વાધીન *

## આ લેખકના બીજાં બાલોપયોગી પુસ્તકો

(૧) આનંદધારા ભાગ ૧ ... ...૦–૬–૦
(૨) આનંદધારા ભાગ ૨ ... ...૦–૭–૦
(૩) આનંદધારા ભાગ ૩ ... ...૦–૮–૦
(૪) આનંદધારા ભાગ ૪ ... ...૦–૮–૦
(૫) આનંદકુંજ „ ૧ ... ...૦–૮–૦
(૬) આનંદકુંજ „ ૨ ... (છપાય છે)
(૭) સરોવરની સુંદરી ... ... ...૦–૨–૦
(૮) સારી સારી વાતો ભાગ ૧ ... .. ૦–૮–૦
(૯) ફુલમાળા ભાગ ૨ ... ... ...૦-૧૨-૦
(૧૦) બિલોરી પહાડ ... ... ...૦–૩–૦
(૧૧) પા–પા પગલી ... ... (છપાય છે.)
(૧૨) પરાક્રમી પુંડરીક ... ... ( „ „ )
(૧૩) બાળકોના કાગળપત્રો ... ( „ „ )
(૧૪) હંસરાણી ... ... ...૦–૮–૦
(૧૫) બાલહાસ્ય ... ... ...૦–૯–૦
(૧૬) દેશ દેશની દંતકથાઓ ... ...૦–૮–૦
(૧૭) પ્રધાનપુત્રીનાં પરાક્રમો ... ...૦-૧૦-૦
(૧૮) મીનીમાશી ... ... ...૦–૬–૦
(૧૯) વાર્તાગાડી ... ... ... ...૦- ૪–૦
(૨૦) સાચો સિપાઇ ... ... ...૦–૪–૦
(૨૨) અરબસ્તાની આનંદરજની ભાગ ૧ ...૧–૪–૦
(૨૩) અરબસ્તાની આનંદરજની ભાગ ૨ ...છપાય છે

*** બીજાં નવાં તૈયાર થાય છે ***

આ ચોપડી સુરત ચઉટાના પૂલ પાસે આવેલા 'શંકર' પ્રીન્ટીંગ પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપી, અને કરસનદાસ નારણદાસ બૂકસેલર, નાણાંવટ, સુરત, એમણે પ્રકટ કરી ( માર્ચ: ૧૯૩૦. )

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવનામાંથી

'× × આ વાર્તાઓ બાળકોના માટે છે. માબાપો અથવા શિક્ષકો તે વાંચીને પછી બાળકોને કહી બતાવે એવી જાતની શૈલીની આ વાર્તાઓ નથી. એ ઉપરાંત બાળક એટલે 'બા ભૂ પા' અથવા '-ણ, રથ, વડ,' એવા શબ્દો શીખતાં છેક નાની વયનાં શિશુઓ. એવી ગણત્રી મેં કરી નથી. નાની કે મોટી ઉમ્મરનાં બાળકો અને વિદ્યાર્થીઓ ઘર આંગણે અથવા બીજાની પાસેથી આવી વાતો સાંભળે છે. એટલાથી તેમને સંતોષ થતો નથી. તેમને અનેક નવી નવી વાતો વાંચવાનો અથવા જાણવાનો શોખ થાય છે. એ રસવૃત્તિને યથાશક્તિ પોષવાનો આ પ્રયત્ન છે. બાળકો આ વાતો પોતાની મેળે જ વાંચીને આનંદ મેળવી શકે, એ મુદ્દો લક્ષમાં રાખી બની શકતી રીતે સરળ અને સહેલા શબ્દોવાળી ભાષામાં બાળકોને રૂચે એ રીતે આ વાર્તાઓ તેમની સમક્ષ રજુ કરી છે. મોટી ઉમ્મરના વિદ્યાર્થીઓ, માબાપો અને શિક્ષકોને પણ તેમાં રસ પડશે, એવી આશા રાખું તો તે વધારે પડતી નહિ ગણાય.

આ સંગ્રહની વાર્તાઓ સંબંધી થોડુંક જણાવવું ઘટે છે. એમાંની થોડીક વાર્તાઓ અગાઉ **"બાલજીવન"** માં આવી ગયેલી છે. એ ઉપરાંત એક વાર્તા **"બાલમિત્ર"** માં અને બેએક **"બાળક"** માં, તેમ જ એકાદ વાર્તા **"બાલશિક્ષક"** માં છપાઈ ગયેલી, તે પણ લીધેલી છે. બાકીની વાર્તાઓ નવી છે અને પહેલી વાર છપાઈને બહાર પડે છે.

આ સંગ્રહમાં આપણા ગુજરાતની કેટલીક લોકવાર્તાઓ છે. કેટલીક સ્વતંત્ર રચેલી છે. કેટલીક વાર્તાઓ બંગાળા, પંજાબ, લંકા, દક્ષિણ હિંદ, વગેરે મુલકોમાંની પ્રચલિત વાર્તાઓ છે. કેટલીક ઈસ્લામી પાત્રોવાળી વાર્તાઓ છે, ને તુર્કસ્તાન, ઇરાન, અરબસ્તાન વિગેરે દેશની દંતકથાઓ છે. ગુજરાતી ભાષા હિંદુ ઉપરાંત પારસી, ખોજા, વ્હોરા, મેમણ, મુસલમાન વિગેરે બાળકોની પણ માતૃભાષા છે. આવી વાતો તેમને વધુ ગમે એમ માની મૂકી છે.

આ વાર્તાઓ લખવામાં અનેક સાધનોનો ઉપયોગ કર્યો છે. ખાસ કરી શ્રીમતિ શોભનાદેવી ટાગોર કૃત Orient Pearls, શ્રીમતિ ફ્લોરા એની સ્ટીલકૃત Tales of the Punjab, Chidrens Encyclopoedia, Folk Tales of Many Lands, Folk Tales of Bengal, તથા મરાઠી અને હિંદી બાળકોનાં માસિકોનો પણ ઉપયોગ કર્યો છે. એ સર્વ લેખકોનો અંતઃકરણપૂર્વક આભાર માનવો એ ફરજ સમજું છું. સાથે સાથે એટલું પણ જણાવવું ઘટે છે કે આ સંગ્રહની કોઈ પણ વાર્તા પરદેશી ભાષાની વાર્તાનો સીધો તરજુમો કે અનુવાદ નથી. વાર્તાનું મૂળ વસ્તુ લઇ, જ્યાં જરૂર જણાઇ ત્યાં કલ્પનાના ઉચિત રંગો પૂરી, નવેસરથી વાર્તાઓની વધારા કે ઘટાડા સહિતની રચના કરીને તે અહીં રજુ કરેલી છે.

ભાગ આગળના આ દિશામાંના પ્રયત્નોને જે ઉમંગભર્યો આવકાર પ્રજા ને વર્તમાનપત્રો તરફથી મળ્યો છે તેવો આને પણ મળશે એમ આશા છે. × ×"

મકરસંક્રાન્તિ: ૧૯૮૩ — રમણલાલ નાનાલાલ શાહ

*  *  *  *

## બીજી આવૃત્તિની પ્રસ્તાવના

ફુલમાળા ભાગ ૧ બહાર પડ્યા પછી એનો બીજો ભાગ પણ બહાર પડી ચુકયો છે. બંને ભાગ બાળકોની, વર્તમાનપત્રોની, ને પ્રજાની પ્રીતિ મેળવી શકયા છે એ સંતોષની વાત છે. વડોદરા રાજ્યનું કેળવણી ખાતું, અંગ્રેજી સરકારી કેળવણી ખાતું, તથા વેસ્ટર્ન ઇન્ડીયા સ્ટેટસનું કેળવણી ખાતું એ તમામે આ બંને ભાગો શાળા પુસ્તકાલયો માટે તથા ઇનામ માટે મંજુર કરી મને પ્રોત્સાહન આપ્યું છે. પહેલા ભાગની આ નવીન આવૃતિમાં ખાસ કાંઈ ફેરફાર કર્યો નથી. માત્ર કિંમત ૦–૧૪–૦ હતી તે ઘટાડી ૦–૧૨–૦ કરી છે.

હોળી: ૧૯૮૬ — ર. ના.

# વાર્તાઓનો અનુક્રમ

## ચિત્રોનો અનુક્રમ

# ફુલમાળા માટે વર્તમાનપત્રોના અભિપ્રાય

## ( ભાગ ૧ માટે )

" x x રમણલાલ હરહમેશ બાળકો, જે ભાવિ પ્રજા ગણાય, તેમના હિતનું ચિંતન કરતા રહે છે, અને વખતે બાળક થઇને પણ બાળકોનું મન તથા હૃદય, એમની બીક, અને ઉત્કંઠા, સમજવા પ્રયત્ન કરે છે

આ સંગ્રહમાંની ૩૨ વાતોમાંથી ઘણી અમે વાંચી ગયાં છીએ. એરનકી બાત કેંદું જેવી હાસ્યરસની પ્રચલિત વાત, કે વાઘમામા જેવી કરૂણ સંસારી વાત, એ બંનેમાં એમની કલમ ખીલી ઉઠી, એ જોઈ આનંદ થાય છે. x x"

**"સાહિત્ય"**

" x x આ વાર્તાસંગ્રહ પણ આપણા બાલસાહિત્યમાં સારો ઉમેરો કરે છે. સ્વચ્છતા, ગોઠવણ વગેરે આ સંગ્રહમાં પણ સારાં છે. x x એના આગલા ભાગો અનુકુળતાએ જલદી બહાર પડશે, એવી આશા છે."

**—"પુસ્તકાલય"**

" x x વાર્તાઓ બાળકોને આનંદ આપે એવી છે ને તેનેજ અનુકુળ ચિત્રો આપ્યાં છે x x આ પુસ્તકનો ગુજરાત આદર કરશે એવી આશા છે."

**—"પાટીદાર"**

" x x બાલજીવનના તંત્રી તરીકે તેમની બાલસાહિત્ય સેવા બાળકોએ ઓળખી છે. તેઓએ ગુજરાતી બાલમાસિકોમાં લખેલી તથા બીજી નવી વાર્તાઓ ઉમેરી આ પુસ્તક કર્યું છે. x x પુસ્તક સુંદર અને સચિત્ર હોઇ વસાવવા લાયક છે. x x"

**—"બાળક"**

(ભાગ ૨ માટે)

'×× આપણા લોકસાહિત્યમાંથી તેમજ વિદેશી પ્રચલિત કથાઓ પરથી ગુજરાતીમાં ઉતારેલી આ અઠ્ઠાવીસ વાર્તાઓનો સમુચ્ચય કિશોરોને ઈતર વાચન તરીકે એકંદર આનંદકર થઈ શકે તેવી સરલ શૈલીએ અને ટુંકાણુમાં લખાએલ છે. ××' **"સૌરાષ્ટ્ર"**

'×× બાલકોને તે ×× પ્રિય થઈ પડશે કારણ કે એક કરતાં બીજી, બીજી કરતાં ત્રીજી, એમ દરેક વાત ચઢીઆતી છે. ×× બાળકોને હાસ્ય, આનંદ અને વિજ્ઞાન આપે તેવી છે. ×× બાળકોને એ દેખતાની સાથે ગમી જશે. ××' **"સાહિત્ય"**

'×× આમાંની વાતો ઘણી સરસ છે અને તેથી એ ચોપડી બાળકોને પ્રિય થઈ પડશે. ×× વાતો જ્ઞાન સાથે આનંદ આપે તેવી છે. દરેક કુટુંબમાં એને ઉંચું સ્થાન મળશે. ××' **'પુસ્તકાલય'**

'×× વાર્તાઓના ઢગલામાંથી કુશળતાથી વીણી વીણીને પોતાની બાલવાર્તાઓને લેખકે એકઠી કરેલી વાર્તારૂપી સંગ્રહની આ માળા બાળકોના આત્માને આનંદ ને પ્રેરણા આપે એવી છે, અને રૂપરંગ અને ચિત્રોથી એમનામાં શુભ સંસ્કારો જગાડી ચોપડી પ્રત્યે આકર્ષણ ઉત્પન્ન કરે એવી છે. ×× એ વાંચી મોટેરાંઓને પણ પોતાના નિર્દોષ બાલજીવનના દિવસોની ઝાંખી થાય એમ છે. ××' **"નવગુજરાત"**

'×× લેખક બાલવર્ગમાં અતિ પરિચિત છે. ×× તેમણે બાલમાનસનો ઘણો સારો અભ્યાસ કર્યો છે. ×× સઘળી વાર્તાઓ એવી સરસ ને રસમય છે કે પુસ્તક વાંચવું શરૂ કરતાં તે પૂરૂં કર્યે જ હાથમાંથી મૂકી દેવાની અભિલાષા થાય. ×× બાલસાહિત્યમાં આ પુસ્તક નવિન ભાત પાડે છે. ××' **"નૂતન ગુજરાત"**



નાની રાણી એક વાર રાજાને કહે, “વારંવાર શિકારે જાઓ છો, પણ હવે નહિ જવા દઉં * * મને બીક લાગે છે.” પાનું ૧

(માટીનો ઘોડો)

શ્રી [illegible] પ્રેસ-વડોદરા

૫૫૩૦૭

# ફુલમાળાઃ ભાગ ૧

## (૧) માટીનો ઘોડો

એક હતો રાજા. તેને બે રાણી. એક મોટી ને એક નાની. નાની રાણી રૂપ ગુણનો ભંડાર. રાજાને જીવથી પણ વ્હાલી. મોટી રાણી રાજાનું નાની રાણી ઉપરનું હેત જોઈને મનમાં ભડભડ સળગી જાય.

રાજાને શિકારનો ભારે શોખ. કોઈ કોઇ વાર દહાડાના દહાડા સુધી શિકાર રમવા જાય.

નાની રાણી એક વાર રાજાને કહે, "વારંવાર શિકારે જાઓ છો, પણ હવે નહિ જવા દઉં. મને ગર્ભ રહ્યાને દસ માસ થવા આવ્યા છે. અહીં એકલાં મને બીક લાગે છે."

રાજા કહે, "તેમાં ગભરાય છે શાની? આ ઘંટડી લે. તે એક જોગી મહારાજની આપેલી છે. એમાં એવો ગુણ છે કે તું તેનો એક ટકોરો વગાડીશ એટલે હું ગમે તેટલો દૂર હઈશ પણ તે સાંભળીશ, અને ત્યાંથી તરત મારા જાદુઈ ઘોડા ઉપર સ્વાર થઇને અહીં ચાલ્યો આવીશ."

રાજા તો શિકાર ખેલવા ગયો.

રાણીના મનને ધીરજ ન રહી. સ્ત્રીની જાત, તેમાં રાજાની રાણી, અને તે પણ વળી માનીતી! એટલે બાકી શું રહે? તેણે રાજાની ઘંટડીનું પારખું કરવા વિચાર કર્યો. પણ રાજા ગુસ્સે ન થાય એ બીકે એક દિવસ તો ઘંટડીનું પારખું ન કર્યું.

બીજે દિવસે તેનાથી રહેવાયું નહિ. ઘંટડી વગાડી.

જંગલમાં રાજા એક કાળીયાર મૃગની પાછળ મારતે ઘોડે દોડી રહ્યો છે. શિકારનો ખરો રંગ જામ્યો છે. એટલામાં ઘંટડીનો અવાજ રાજાને સંભળાયો. રાજાએ શિકારને પડતો મૂકયો છે. ઘોડાના કાનમાં મંત્ર ફૂંકયો છે.

ઘોડાનો પગ જમીન ઉપર જાણે પડતો જ નથી. પવનવેગે ઘોડો ઉડે છે. શ્વાસભેર ઘોડો દોડાવતો રાજા નાની રાણીના મહેલે આવે છે.

રાણી રાજાને આવતો જોઇ ખુશ ખુશ થઈ ગઈ. હસીને રાજાને કહે,–"મેં તો ઘંટડીનું પારખું જોવા તમને બોલાવ્યા હતા."

રાજા કાંઈ ન બોલ્યો. તેને બહુ ખોટું લાગ્યું. રાણીની વિદાય લઇ તે પાછો શિકાર કરવા ચાલ્યો ગયો.

બીજા ચાર પાંચ દિવસ વહી ગયા. નાની રાણીને ખરેખરી સુવાવડની વેદના થવા લાગી. તેણે ઘંટડી વગાડી. પણ રાજા ન આવ્યો. વારંવાર જોરથી ઘંટડી વગાડ વગાડ કરી. પણ આ વખતે તો રાજા ન આવ્યો તે ન જ આવ્યો.

નાની રાણી અકળાઇ. મોટી રાણી કહે,–"શું કરવા ગભરાય છે? રાજા આવીને શું કરવાના હતા? તું આંખે પાટા બાંધીને સુઇ જા. પાટા છોડીશ નહિ, એટલે તને વેદના વધારે માલમ નહિ પડે. હું સુયાણીને બોલાવું છું."

મોટી રાણીએ એમ કહી કચકચાવીને નાની રાણીની આંખે પાટા બાંધ્યા. પછી સુયાણીને બોલાવી. તેને લાંચ આપીને પોતાના પક્ષમાં કરી લીધી.

નાની રાણીએ દેવનાં બાળકોને પણ લજવે એવા કમળ-સરખાં કોમળ એક છોકરો અને છોકરી, એમ બે જોડકાં બાળકોને જન્મ આપ્યો. સુયાણીએ ઝડપથી એક મોટા પીત્તળના હાંડામાં બન્ને બાળકોને મૂકયાં, અને મહેલની બહાર નદી વહેતી હતી તેમાં તરતાં મૂકી દીધાં. નાની રાણીની પાસે એક પથરો ને ઇંટ લાવીને મૂકી દીધી!

નાની રાણીની આંખના પાટા છોડી નાખી મોટી રાણી કહે,–"જાણી જાણીને આ પથરો ને ઇંટ જણ્યાં? મુઈ ડાકણ! આટલા માટે રાજાને બોલાવતી હતી? કાળમુખી! જરા લજવાઇ મર!

એમ કહી મોટી રાણી ગુસ્સામાં ને ગુસ્સામાં જતી રહી. નાની રાણી રડવા લાગી.

રાજા આવ્યો. મીઠું મરચું ભભરાવીને મોટી રાણીએ બધી બનાવટી વાત કહી. નાની રાણી તો ડાકણ છે. તે સિવાય કોઈ ઇંટ ને પથરા જણતી હશે? એવું એવું બહુ સમજાવ્યું. રાજા ગુસ્સે થયો. નાની રાણીને મહેલમાંથી હાંકી મૂકી. મોટી રાણીનાં માન વધ્યાં.

નદીમાં પુલ જેવાં બે નાનાં બાળકો તણાયાં જતાં હતાં, તેમને એક કુંભારે દીઠાં. તેણે તરીને પેલો હાંડો બહાર કાઢયો. અંદરનાં છોકરાં અને તેમનું દેવતાઇ રૂપ જોઇને તે તો આભો જ બની ગયો. તેને છોકરાં નહોતાં, માટે ભગવાને જ આ છોકરાં મોકલ્યાં છે એમ માની લઈ તેણે પોતાની સ્ત્રીને તે છોકરાં આપ્યાં. કુંભારણ પોતાના પેટના છોકરાંથી પણ વધારે વ્હાલ રાખી તેમનું જતન કરવા લાગી.

છોકરાં તો દહાડે નથી વધતાં એટલાં રાતે વધે છે, ને રાતે નથી વધતાં એટલાં દહાડે વધે છે.

એમ કરતાં પાંચ વરસ વહી ગયાં. છોકરાં મોટાં થયાં. રોજ નદી કાંઠે જાય ને રમે. છોકરાં તો શોખીન! એમને તો રમવાને બધું જોઇએ. એક દહાડો કુંભારને કહે, કે અમને રમવાને ઘોડા લાવી દો.

કુંભાર બિચારો ગરીબ! તેને ત્યાં ઘોડા કયાંથી હોય? તેણે તો માટીના બે સુંદર નાનકડા ઘોડા બનાવ્યા. રૂપાળા રંગે તેમને રંગ્યા. કાથીની દોરડીની લગામ બનાવી, અને ઘોડા છોકરાંને રમવા આપ્યા.

છોકરાં તો ઘોડા લઇને નદી કાંઠે ગયા. રમતાં રમતાં બોલવા લાગ્યાં:—

" માટીનો ઘોડો દોરીની લગામ,
ઘોડા રૂપાળા ને કરતા સલામ!
પાણી પીઓ રે, ઘોડા પાણી પીઓ!"

**રસ્તે જતાં આવતાં માણસો છોકરાંની રમત જોઇ હસતાં હસતાં ચાલ્યાં જતાં હતાં.**



‘ માટીનો ઘોડો, દોરીની લગામ,
‘ ઘોડા રૂપાળા ને કરતા સલામ !
‘ પાણી પીઓ રે, ઘોડા પાણી પીઓ !’

...પાન ૪

( માટીનો ઘોડો )

શ્રી સયાજી વિજય પ્રેસ—વડોદરા



બન્નને ભાઈ બહેનને રાજાએ આશિષ દીધી. બધાં એક બીજાને મળ્યાં.

પાન ૮

( માટીનો ઘોડો )

શ્રી સયાજી વિજય પ્રેસ–વડોદરા

પણ મોટી રાણીની માનીતી દાસી આજ નદી કિનારે કપડાં ધોવા આવી હતી. છોકરાંને રમતાં જોઈ તે બોલી, "અલ્યાં છોકરાંઓ! માટીના ઘોડા તે પાણી પીતા કોઇએ જાણ્યા છે?"

છોકરાં દેવતાઈ હતાં. તેમને તો તેમની જીંદગીની બધી ખબર હતી. છોકરો કહે,–" અલી દાસી! ત્યારે રાજાની રાણી તે વળી પત્થર ને ઈંટ જણતી હશે કે?"

દાસીના કાળજામાં એ ઘા બરાબર વાગ્યો. તે સમજી ગઈ કે આ રાજવંશી બાળકો બીજાં કોઈનાં નહિ પણ મોટી રાણીની શોક્યનાં–નાની રાણીનાં–છે.

તે વ્હેલી વ્હેલી મોટી રાણી પાસે ગઈ અને તેને બધી વાત કરી.

મોટી રાણીએ કુંભારને ત્યાંથી કાચો ઘડો મંગાવ્યો. તે ફોડી તેના કડકા પલંગ ઉપર પાથરી ઉપર તળાઇ નાખી. પછી અંદર પડી તે જોરથી રડવા લાગી ને આળોટળા લાગી. દાસી દોડતી જઇને રાજાને બોલાવી લાવી. રાણી કહે,–"મને મારી શોકયે (નાની રાણીએ) કામણ કરાવ્યું છે. હું તો હવે મરી જઈશ. મારાં હાડકે હાડકાં કડાકાભેર તુટી જાય છે. ઓ બાપરેઓઓઓ! અરરરરર!"

મોટી રાણી એમ બોલતી જાય ને આળોટતી જાય. પેલા માટીના કટકા તડાતડ તુટે ને અવાજ થાય. રાજા ગભરાઈને કહે,–"રાણી! એનો ઉપાય નહિ થાય?"

મોટી રાણી કહે,—" આ ગામના નદી કિનારે રહેતા કુંભારને ત્યાં જોડ છોકરાં છે. એ છોકરાંને મારી નાખી તેનું લોહી મારા શરીર ઉપર છંટાય તો હમણાં પીડા મટે."

અરેરે ! કેવું ગોઝારૂં કામ ? પણ બીજો ઈલાજ નહોતો. રાજાએ તરત જ એ છોકરાંને મારી લોહી છાંટવા હુકમ આપ્યો. રાજાનો હુકમ એટલે વાર શી ? તરત એ બન્ને છોકરાંને મારી નાખવામાં આવ્યાં.

રાજાના મહેલની બહાર, નદી કિનારે, જ્યાં એ બે છોકરાંની લાશો ફેંકી દીધી હતી, ત્યાં બે સુંદર છોડ ઉગ્યા. એક ચપાનો અને બીજો આંબાનો. છોકરો આંબો થયો ને છોકરી ચંપો થઈ.

એક વખત રાજા રાજમહેલની પાછળ બગીચામાં ટહેલતો હતો, ત્યાં તેને ચંપાના પુલની બહુ મીઠી વાસ આવવા લાગી. માળીને કહે,–"જો, આ વાસ કયાંથી આવે છે? એ પુલ લઇ આવ."

માળી આખા બાગમાં ફરી વળ્યો. બાગમાં એ જાતનો ચંપાનો છોડ હતો જ નહિ. ત્યાંથી બહાર નદી કિનારે ગયો. ત્યાં એક ચંપાનો છોડ ને એક આંબો ખીલી રહ્યા છે. માળી ઉંચો વળી જ્યાં ચંપાનું પુલ તોડવા જાય ત્યાં તો ડાળીઓ જાય ઉંચે આભમાં !

એટલામાં તો ચંપાને વાચા થઈ. બહુ મીઠા અવાજે રૂપેરી રણકાર થયો.

"સાંભળ, ભાઇ આંબા !"
"બોલો, બ્હેન ચંપા !"
"બાપુના માળીને પુલ જોઇએ."
"લઇ જા ડાળ પાંદડાં ઉંચે આભમાં."

માળી તો આભો જ બની ગયો. તેણે રાજાને બધી વાત કરી. રાજાએ મોટી રાણીને બોલાવી. બન્ને નદી કિનારે ગયાં.

મોટી રાણી ફૂલ તોડવા જાય ત્યાં તો ડાળીઓ જાય ઉંચે આભમાં ! બન્ને ઝાડ અંદર અંદર વાતો કરવા લાગ્યાં–

"સાંભળ, ભાઇ આંબા !"
"બોલો બ્હેન ચંપા !"
"બાની શોકયને ફુલ જોઇએ."
"લઈ જા ડાળ પાંદડાં ઉંચે આભમાં."

રાજાના અચરજનો પાર રહ્યો નહિ. તે જાતે ફુલ ચુંટવા ગયો. ફરી પાંદડાં ને ડાળાં જાય ઉંચે આભમાં. પાછી છોડ વચ્ચે વાતચીત ચાલી:—

"સાંભળ ભાઇ આંબા !"
"બોલો, બ્હેન ચંપા !"
"આપણા બાપુને ફુલ જોઇએ."
"લઈ જા ડાળ પાંદડાં ઉંચે આભમાં !"

આ શો ચમત્કાર, એ વિશે રાજા મનમાં વિચાર કરવા લાગ્યો. મોટી રાણીના ટાંટીયા થરથર ધ્રુજવા લાગ્યા.

પરમાત્માનું કરવું તે ત્યાં એ અરસામાં એક જોગણ આવી પહોંચી. એ જોગણ બીજી કોઇ જ નહિ પણ રાજાએ કાઢી મૂકેલી નિર્દોષ નાની રાણી હતી. રાજાના કહેવાથી જોગણ ફુલ ચુંટવા ગઇ

ફરીથી છોડ વચ્ચે વાતચીત ચાલી:—

"સાંભળ, ભાઈ આંબા !"
"બોલો, બ્હેન ચંપા !"
"આપણી બાને ફુલ જોઇએ છીએ."
"બ્હેન ! એના પગને બચ્ચી કરો !
બાને જોઇએ એટલાં ફુલ આપો !"

એમ બોલતાં તો ચંપાની તમામ ડાળીઓ નીચી ને નીચી લળવા લાગી. રાણીના અંગપર ફુલનો વરસાદ વરસ્યો.

રાજાની અજાયબીની હદ આવી ગઈ.

રાજા જોગણને પૂછે, "તમે કોણ છો ?"

જોગણ જવાબ આપે એ પહેલાં તો આંબાએ બોલવા માંડયું.

રાજા શિકારે ગયેલો ત્યારે નાની રાણીને કેવાં રૂપાળાં બાળક અવતર્યાં હતાં ત્યાંથી માંડીને તે ઠેઠ આજ સુધીની બધી વાત આંબાએ ચંપાને કહી બતાવી.

રાજા કહે, " હવે શું થાય ?"

આંબો કહે,—"એક કુહાડી મંગાવો. આ મારા છોડને અને ચંપાના છોડના થડને જમીનથી ચાર આંગળ જેટલી જગ્યા છોડી કુહાડીવતી કાપી નાખો. અમે બન્ને તમને મળીશું."

રાજાએ તેમ કર્યું. ઝાડ કપાતાં જ ચંપાના છોડમાંથી ઇંદ્રની અપ્સરાને પણ આંટી ખવડાવે એવી જોગમાયા સમી એક કુમારિકા નીકળી. આંબાનો છોડ કપાતાં જ અંદરથી એક તરૂણ કુમાર બહાર આવ્યો. બન્ને ભાઇ બ્હેનને રાજાએ આશિષ ધી. બધાં એક બીજાને મળ્યાં.

રાજાએ નાની રાણીની માફી માગી. તેને ધામધુમથી પોતાનાં છોકરાંઓ સાથે રાજમહેલમાં લઈ ગયો.

રાજાએ મોટી રાણીના વાળ કપાવી નાખી તે ઉપર ચુને ચોપડી અવળે ગધેડે બેસાડી આખા શહેરમાં ફેરવી ગામ-બહાર કાઢી મૂકી.

## (૨) સોન

રામનગરના રણમલભાની કુંવરી સોનના રૂપની તારીફ ચોમેર ફેલાઈ રહેલી હતી. રાજા રણમલભાના પ્રધાન વીરસેનના કુમાર કંચનકાન્તની મરદાનગીની વાતો પણ કાંઇ રામનગરમાં ઓછી નહોતી થતી. હંમેશાં બનતું આવ્યું છે તેમ કંચન-કાન્તના રૂપગુણને લઈને સોન કંચનકાન્તને પરણવા ચહાતી હતી. કંચનકાન્તે પણ નિશ્ચય કર્યો હતો કે બસ પરણવું તો રાજકુમારી સોનને જ !

ધીમે ધીમે આ વાત રાજા રણમલભાને કાને પહોંચી. પ્રધાનનો–પોતાના નોકરનો–દીકરો રાજકુળની કન્યા સોનને વરવાને ઇચ્છે, એ ખ્યાલથી રણમલભાને ભારે ગુસ્સો ચડયો. એક દિવસ એકાંતમાં કંચનકાન્તને બોલાવીને રાજાએ તેને સખત તાકીદ દઈ દીધી કે આજથી એક મહિનાની અંદર જો તું સોનના મહેલમાં દાખલ થઇ શકે તો જ તને સોન સાથે પરણાવું. નહીતર તારે સોનનું નામ ન લેવું, અને તેને તારી બ્હેન સમાન ગણવી એવી પ્રતિજ્ઞા લે.

કંચનકાન્તે ખુશીથી પ્રતિજ્ઞા લીધી અને ત્યાંથી વિદાય થયો. રણમલભાએ તરત જ રણવાસના એક તદન

એકાન્ત ઓરડામાં કુંવરીને કેદ કરી. આજુબાજુ એવો સખત જાપતો રાખ્યો કે અંદર એક પંખી પણ ન પેસી શકે. ખાવા પીવાનું પણ જાળીઆમાંથી જ અંદર આપવાનું.

કંચનકાન્તને આ વાતની ખબર પડી. તેણે સોનને મળવા માટે નવો ઉપાય ખોળ્યો. કંચનકાન્તને જાતજાતનાં જનાવરોની બોલી એવી આબાદ આવડતી હતી કે ગમે તે માણસ છેતરાઈ જાય, અને માની લે કે આ બોલી જનાવરની જ છે.

તેણે સુથારને એક સરસ ગાય બનાવવાનો હુકમ કર્યો. તેને ઉપરથી એવી સરસ રંગાવી કે કોઈ વેગળેથી જુએ તો તેને કદી પારખી ન શકે કે આ ગાય બનાવટી છે. ગાયના પેટના પોલાણમાં એક કળ રાખેલી હતી. અંદર એક માણસ [illegible] શકે એવી ગોઠવણ કરેલી હતી.

પોતાના એક વિશ્વાસુ નોકરને એ ગાયને પૈડાં વતી આખા ગામમાં ફેરવવાનું કામ સોંપ્યું. આ બનાવટી ચમત્કારિક ગાયની કળાની તારીફ આખા ગામમાં થઇ રહી. બીજે દિવસે રાજાના દરબારમાં આ ગાયને લાવવામાં આવી. અંદરથી કંચનકાન્ત ગાયના જેવો અવાજ એવી સરસ રીતે કાઢતો હતો કે જાણે આ બનાવટી ગાય ખરેખર જ બોલી ઉઠતી ન હોય !

રાજા ખૂબ ખુશ થયો. તેણે ગાયના માલિકને સારૂં ઈનામ આપી રાજી કર્યો.

એટલામાં રાણીવાસમાંથી ખબર આવી કે કુંવરી સોને બાપુને ખાસ વિનંતિ કરી છે, કે એ ગાય મારા મુકામે મને જોવાને મોકલાવી આપો.

રાજાએ જાણ્યું કે ગાયની અંદર કાંઇ સાંચાકામ મૂક્યું હશે, એટલે તે બોલતી હશે. કયી ચાંપ ફેરવવી એ તેણે ગાયના માલિકને પૂછી લીધું. પછી પોતાનાં જ માણસો પાસે ગાય ઉપડાવી કુંવરીના મુકામે મોકલાવી. કાંઈ દગો ફટકો ન થાય માટે એ જાતે ત્યાં ગયો.

કુંવરી ગાય જોઇને બહુ ખુશ થઇ ગઇ. ચાંપ દબાવી એટલે તો ગાયે બોલવા પણ માંડયું ! એટલામાં ગાયનું પેટ ફાટયું, ને અંદરથી કંચનકાન્ત નીકળીને રાજકુમારી સોનનો હાથ પકડી રાજાને નમન કરી ઉભો રહ્યો !

પોતાના વચન મુજબ મુદતની અંદર કુંવરીના મહેલમાં દાખલ થયેલા કંચનકાન્તની સાથે રાજાએ સોનનાં લગ્ન કરી આપ્યાં. એટલું જ નહિ પણ રાજાના મરણ પછી કંચનકાન્તને રાજગાદીનો વારસ ઠરાવ્યો.

પણ રણમલભાએ થોડાં વર્ષ પછી પોતાની કુંવરીના નાનકડા કુંવરને પોતાના ખોળામાં લઇને રમાડયો ત્યાર પછી જ તે મરણ પામ્યો. તે પછી કંચનકાન્ત રાજા થયો.

# (૩) નાગણનો ફાંસો

કાશ્મીરનો મહારાજા અરિમર્દન એક વખત રમણીય દાલ સરોવરને કાંઠે આવેલાં વિશાળ જંગલમાં શિકાર કરવા નીકળ્યો હતો. ત્યાં તેણે એક એકાંત જગ્યાએ ઝાડને છાંયડે એક સ્ત્રીને રડતી જોઈ.

રાજાએ ધારીને જોયું તો જણાયું કે સ્વર્ગથી કોઇ ગાંધર્વકન્યા અહીં ઉતરીને આવી હોય એવું મનોહર એનું રૂપ છે. આવો રૂપરૂપનો ભંડાર, અને એને ય રડવાનું ?

રાજાને નવાઇ લાગી. તે સ્ત્રીની નજીક ગયો. એને રડવાનું કારણ પૂછ્યું.

સ્ત્રી કહે,–"હું ચીનના શહેનશાહની એકપૂરી કન્યા છું. એક વેળા મારા દેશના રાજમહેલના બાગમાં હું મારી સખીઓ સાથે રમતી હતી. ત્યાંથી અચાનક એક રાક્ષસ મને ઉપાડીને આકાશમાં ઉડયો. સદ્‌ભાગ્યે એક બળવાન યક્ષની નજર મારા ઉપર પડી. તેણે રાક્ષસને મારીને કાઢી મૂકયો ને મને છોડાવી.

"પણ એ યક્ષની સાથે તેની સ્ત્રી હતી. તેને મારી અદેખાઈ આવી. તે સમજી કે હું આ યક્ષને વશ કરી લઇશ.

એટલે તેણે યક્ષને સમજાવી મને આ જંગલમાં મૂકી દીધી. અને યક્ષ તો ઉડી ગયો. હવે મારૂં શું થશે ?"

એમ બોલી રાજકન્યા ડુસકાં ખાઇ ખાઇને રડવા લાગી.

રાજા કહે,–"ફિકર શી છે ? ચાલ મારા રાજમહેલમાં. તને મારી રાણી બનાવું ને અમન ચમનમાં રાખું. ચીન દેશને તો તું થોડાક વખતમાં કયાંય વિસરી જઇશ.

અરિમર્દન રાજા તે સ્ત્રીને પોતાને ત્યાં લઈ ગયો. ધામધુમથી તેની સાથે લગ્ન કર્યાં. તેને પોતાની રાણી બનાવી. તેનું નામ રાખ્યું અલકનંદા.

રાજા અને નવી રાણી ખાઈ પીને લ્હેર કરવા લાગ્યાં.

રાજા અલકનંદાની પાછળ એવો તો ઘેલો થઈ ગયો કે રાજકાજનાં કામ પણ ન કરે. આખો દિવસ ને રાત રાણીવાસમાં જ ભરાઈ બેસે.

એમ ને એમ કેટલાંક વરસો વીતી ગયાં. રાજાનો ચ્હેરો સફેદ પુ[illegible] જેવો થઇ ગયો. તેના મ્હોંપર જુવાન અવસ્થામાં ઘડપણનાં ચિન્હો જણાવા લાગ્યા. તેના વાળમાં પણ થોડાક રૂપેરી તાંતણા દેખાવા લાગ્યા. રાજાને પણ પોતાની અશક્તિનું ભાન થયું. પણ આમ શાથી થતું હતું તે તેનાથી કળી ન શકાયું. આ બધા ઉત્પાતનું કારણ શું તેની કોઇને ખબર નહોતી. પ્રજાની ચિંતાનો પણ પાર નહોતો.

નર્મદા નદીની પેલી પારના પ્રદેશમાં, વિંધ્યાચળ પર્વતની એક વિશાળ ગુફામાં એક જટાવાળો જોગી રહેતો. તેનો એવો

નિયમ કે દર શિવરાત્રિના દિવસે હિમાલયના પહાડમાંથી ગંગા નદીનું મૂળ–ગંગોત્રી–ના સ્થળેથી એક ઘડો પાણી મંગાવી મહાદેવજીને તેનાથી સ્નાન કરાવવું.

ક્યાં વિંધ્યાચળ ને ક્યાં હિમાલય! જે જમાનામાં આગગાડી કે બીજાં ઝડપી વાહનોનું નામ નિશાન નહોતું ત્યાં એટલી લાંબી મજલ કાપીને પાણી કોણ લાવતું હશે?

એ જોગીને એક ચેલો હતો. તેનું નામ આનંદભારથી. આનંદભારથીને જોગીએ એક પુષ્પમણી શંખ આપ્યો હતો.

એ શંખમાં એવી કરામત હતી, કે જમણા હાથમાં લઇ જ્યાં જવાની ઇચ્છા થાય ત્યાં પલક વારમાં જઈ શકાય.

આનંદભારથી ઘડો લઇને નીકળતો, અને એ રીતે શંખનો ઉપયોગ કરી ગંગોત્રીમાંથી ગંગાજળ લાવી જોગીને આપતો.

એક વર્ષે ગંગોત્રીમાંથી જળ ભરી આનંદભારથી નીકળ્યો છે. હાથમાં શંખ લઇ તેણે વિંધ્યાચળ જવાની કલ્પના કરી છે. શંખના ચમત્કારને લીધે તે આકાશમાં ઉડી રહ્યો છે. નીચે પૃથ્વીનો મનોહર દેખાવ તેની આંખને ઠારે છે.

હિમાલયના પહાડની પડોશમાં કાશ્મીરનો રમણીય પ્રદેશ, ત્યાંની સુંદર નદીઓ, જંગલો, અને ઝરણાંના દેખાવ જોઈને તે ખુશ ખુશ થઈ ગયો. કાશ્મીરના પાટનગર શ્રીનગરના રાજમહેલના અતિશય રમણીય બગીચામાં મોહક ઝાડપાન ફળફુલથી લચી રહ્યાં હતાં. આરસના પથ્થરના નકસીદાર ફુવારામાંથી ચારે બાજુ જળની સેરો ઉડતી હતી.

આનંદભારથીને એ જગ્યા જોવાનું મન થયું. તે સીધો બગીચામાં ઉતર્યો.

ત્યાંની શોભા જોતાંજોતાં તેને ઉંઘ આવી. એક ચીકુના ઝાડને છાંયડે લીલી હરિયાળી જમીનમાં સુઇ ગયો, ને ઘસઘસાટ ઉંઘી ગયો.

એ અરસામાં રાજા અરિમર્દન બાગમાં ફરવા નીકળ્યો હતો. તેની નજર આનંદભારથી ઉપર પડી.

રાજમહેલના બગીચાનો એકાંત ભાગ, અને તેમાં પારકા આદમીનો પ્રવેશ? મહારાજાને નવાઇ લાગી. આનંદભારથીને જગાડયો અને ખુલાસો પૂછયો.

આનંદભારથીએ રાજાની ક્ષમા માગી અને બધી વાત કહી બતાવી. રાજા કહે, "એ પુષ્પમણી શંખ ક્યાં છે? મને બતાવો."

આનંદભારથીએ રાજાને શંખ આપ્યો.

રાજા કહે,–"બાવાજી, રામરામ! હવે તો તમારા ગુરૂદેવને અહીં બોલાવી લાવો તો જ શંખ આપું. જે ગુરૂ પોતાના ચેલાને આવો ચમત્કારી શંખ આપે છે તે ગુરૂનામાં કેવી દૈવી શક્તિ હશે તેની કલ્પના પણ ન થઇ શકે. એવા મહાત્માના ચરણની રજ માથે ચડાવ્યાથી પણ કલ્યાણ થઈ જાય. માટે તમે જાઓ, અને એ મહાત્માને અહીં લઇ આવો."

ચેલો બિચારો શું કરે? તે તો અથડાતો કુટાતો ઘણે દહાડે ગયો ગુરૂની પાસે. ગુરૂએ પૂછ્યું, "કેમ વાર લાગી?"

આનંદભારથીએ બધો ખુલાસો કર્યો. ગુરૂને ગુસ્સો તો ઘણો આવ્યો. પણ પુષ્પમણી જેવો ચમત્કારી શંખ એમ કેમ જતો કરાય? લાચાર બની તે પોતાના ચેલાની સાથે નીકળ્યા, અને કાશ્મીર આવ્યા.

મહારાજ અરિમર્દનને જ્યારે ગુરૂજીના આવવાની ખબર પડી ત્યારે તેણે વાજતે ગાજતે મોટું સામૈયું કાઢયું. ગુરૂજીને રાજમહેલમાં સારો મુકામ આપી રાખ્યા. પછી ત્યાં જઇ તેમને તેમનો પુષ્પમણી શંખ પાછો આપ્યો. ગુરૂનું મન રાજાનો સેવા-ભાવ અને તેની પરોણાચાકરીથી સંતોષ પામ્યું હતું. તેઓ રાજાની ઇચ્છાને માન આપી થોડાક દિવસ રાજમહેલમાં રહ્યા.

એક દિવસ અરિમર્દનની રાણી તેમની નજરે પડી. ગુરૂજી ચમક્યા. તેમણે અરિમર્દનને પોતાની પાસે એકાંતમાં બોલાવ્યો. એ સ્ત્રી કોણ છે તે વિશે પૂછ્યું.

રાજાએ અલકનંદાની બધી વાત કરી.

જોગી મહારાજ કહે,—"રે મૂર્ખ રાજા! તું જબરી ઉપાધિમાં સપડાયો છે. તારી અલકનંદા કાંઇ ચીનની રાજકન્યા નથી. અરે! એ તો એક સામાન્ય સ્ત્રી પણ નથી. એ તો પાતાળ લોકમાં વસનારી મહા ભયાનક કાળી નાગણી છે. તેની ઉમ્મર તું ધારે છે તેમ વીસ કે બાવીસ વર્ષની નથી. એ નાગણની ઉમ્મર તો બસો વર્ષથી પણ વધારે છે. એ નાગણો બહુ બળવાન, અને માણસના પ્રાણ ચુસી લે એવી હોય છે. હાલ તે તારૂં લોહી ચુસી રહી છે, અને છેવટે તારો પ્રાણ પણ ચુસી લેશે."

રાજા બહુ ગુસ્સે થયો. પોતાની માનીતી રાણીને માટે આવું સાંભળવું કોને ગમે?

પણ ગુરૂજી કાંઇ ગાંજ્યા જાય એવા ઓછા જ હતા? તેમણે પોતાના ચેલાને કહીને એક મોટો બીલોરી અરીસો મંગાવ્યો. રાજાને તે દેખાડયો. રાજા અરીસામાં પોતાનું મ્હોં જોઇને જ કંપી ઉઠયો! એ ઘોરમાંથી ઉઠીને આવેલા હાડપિંજર જેવું ઘોળી પુણી જેવું તેનું મુડદાલ શરીર! રાજાની ખાત્રી થઈ કે જોગી મહારાજ ખરૂં કહે છે.

રાજા જોગીના પગે પડયો. પોતાને બચાવવા વિનંતિ કરી.

ગુરૂ કહે,–"તું ગભરાઇશ નહિ. કંસારા પાસે પીત્તળનો એક ખૂબ મોટો દાબડો તૈયાર કરાવ. દાબડામાં અલકનંદા સમાઇ રહે એવડો મોટો તે હોવો જોઇએ. તેના ઉપર મજબુત ઢાંકણુ કરાવજે અને ઢાંકણુ ઉપર ખૂબ મજબુત સાંકળ ને નકુચા જડાવજે. પોલાદનાં પાણીદાર તાળાં તૈયાર રખાવજે. દાબડાની આજુબાજુ નકુચા તૈયાર કરાવીને જડાવજે. મજબુત પીત્તળની સાંકળ પણ જડાવજે."

રાજાએ હા પાડી. પણ હજુ તેનો રાણી માટેનો મોહ મટયો નહોતો. જોગી કહે,–"તને ખાત્રી કરી આપીશ. તું આજે રાત્રે જમણુમાં ખીચડી કરાવજે, ને તેમાં મીઠું વધારે નંખાવજે."

રાજાએ તેમ કર્યું. રાજાએ રાણીને ગુરૂની સૂચના મુજબ બોલાવી. રાણીને પોતાની સાથે ખાવાનું કહ્યું. અર્ધી ખીચડી રાજાએ ખાધી અને અર્ધી રાણીએ ખાધી. રાજા પડી રહ્યો હતો; પણ તેણે ઉંઘી જવાનો ઢોંગ કર્યો હતો.

ખૂબ મીઠું નાખેલી ખીચડી ખાધેલી એટલે રાણીને રાતમાં પુષ્કળ તરસ લાગી. તે જાગી અને પાણી પીવા ગઈ. પાણી પીવાના વાસણમાં રાજાએ એટલું થોડું પાણી રાખ્યું હતું કે એટલું પાણી પીવાથી તેની તરસ ન મટી. હવે બહાર જઇને પાણી પીધા વગર છુટકોજ નહોતો.

રાણીએ ધીમેથી વસ્ત્રા ઉતાર્યાં. આંખના પલકારામાં તો સ્વર્ગની અપ્સરાને લજવે એવી રૂપસુંદરીની જગ્યાએ એક મહા ભયાનક વિકરાળ કાળી નાગણી થઇ જમીન ઉપર પેટે ચાલવા લાગી !

નાગણોનો એવો નિયમ હતો કે રાતને વખતે બહાર નીકળવું પડે તો તેમનાથી પોતાના અસલ રૂપમાં આવ્યા સિવાય બહાર નીકળી ન શકાય.

રાજા ઉંઘતો હતો એમ ધારી નાગણે પોતાનું અસલ રૂપ લીધું, અને નીચે પાણી પીવા ગઇ.

બગીચામાં ઠંડા પવનની લ્હેરો આવે, અને માથે રૂપાળી ચાંદની ખીલેલી, એટલે નાગણે તો ઘણી વાર સુધી આરસના હોજમાં ન્હાયા કર્યું, અને પીવાય એટલું પાણી પીધું.

મધરાત વીત્યા બાદ જ્યારે કુકડાઓનો અવાજ થયો કે તરત નાગણ હોજમાંથી બહાર નીકળી.

રાજા રંગમહેલમાં બારીએ છુપાઇને આ બનાવ જોઇ રહ્યો હતો. તે વ્હેલો વ્હેલો પથારીમાં આવીને સુઇ ગયો.

નાગણ રંગમહેલમાં આવી. લુગડાં પહેરી અલકનંદાના રૂપમાં ફેરવાઈ ગઈ, અને કશું જાણતી જ ન હોય એમ પલંગમાં સુઈ ગઈ.

નાગણના કેવા ભયંકર ફાંસલામાં પોતે સપડાયો હતો તેનું હવે રાજાને પુરેપુરૂં ભાન થયું. હાલની પોતાની દુર્દશા શાથી થઈ, એ પણ એને સમજતાં વાર ન લાગી. હવે એના પાશમાંથી ક્યારે છુટાય તેની રાજા રાહ જોવા લાગ્યો.

રાજાના હુકમ મુજબ જલદીથી પીત્તળનો મોટો દાબડો તૈયાર થઈ ગયો.

રાજા એક દિવસ રાણીને કહે,–"રાણીજી ! આપણે આજે હાથે ભાત રાંધીએ, અને બગીચામાં રાતની ચાંદનીમાં બધા દરબારીઓને બોલાવીને તેમને આપણે હાથે જ દુધ ને ભાત જમાડીએ."

રાણીએ પહેલાં તો બહુ આનાકાની કરી. પણ રાજાએ બહુ હઠ કરી એટલે છેવટે તેણે હા પાડી.

પેલા મોટા દાબડામાં ઓરવા માટે આંધણનું પાણી ગરમ કરવા મૂક્યું. આંધણ ખળખળવા લાગ્યું એટલે રાજા કહે,– "રાણી, જુઓને આંધણ થયું કે નહિ ?"

રાણી જોવા આવી. નીચી વળીને દાબડામાં નજર કરે છે ત્યાં તો રાજાએ ધબ્બાક લઈને રાણીને દાબડાની અંદર હડસેલી દીધી. જોરથી દાબડાનું ઢાંકણ ઉપરથી બંધ કરી દીધું. સાંકળ દઈ દીધી, અને ખબ મજબુત પોલાદનાં તાળાં મારી કુંચી જોગી મહારાજને આપી.

તે પછી દાબડાને જે નકુચા કરાવ્યા હતા તેમાં મજબુત લોખંડની સાંકળો ભેરવી તે સાંકળો મહેલની દિવાલના પત્થરમાં કડાં હતાં તેની સાથે બાંધી દીધી. તરત જ તળે ખૂબ લાકડાં નાખી જબ્બર તાપ કરવામાં આવ્યો.

થોડા જ વખતમાં દાબડામાં કડકડાટ કરતા કારમા અવાજ થવા લાગ્યા. દાબડો ચુલા ઉપરથી બબ્બે માથોડાં ઉછળવા લાગ્યો. જો સાંકળો સાથે દાબડો બાંધેલો ન હોત તો તેનું શું થાત તે કહી શકાય નહિ.

એમ ને એમ આખી રાત વીતી ગઇ. સવારે બધું શાંત થઇ ગયું.

જોગીના હુકમથી રાજા દાબડો ખોલીને જુએ છે તો અંદર રાખનો ઢગલો હતો. એ રાખનો ઢગલો નાગણના આકારનો હતો. એ રાખ વીંખીને જોગીએ અંદરથી એક મણી કાઢયો. તે પારસમણી હતો. જે ચીજને મણી અડકે તે સોનું બની જાય એવો તેનામાં ગુણ હતો.

રાજાએ જોગીને એ મણી આપી દીધો. જોગી પોતાના ચેલાને લઇ રાજાને આશિર્વાદ આપી ત્યાંથી અંતર્ધાન થયા.

એ જોગીનું, તેમના ચેલાનું, તથા પેલા પારસમણીનું તે પછી શું થયું તેની હજી સુધી કોઇને ખબર પડી નથી.

# (૪) લાવરીનું વેર

હિમાલય પર્વત ઉપર એક રળીયામણું સરોવર હતું. તેની આજુબાજુ લીલાં હરિયાળાં ઘાસનાં મેદાનો પથરાયલાં હતાં. તેથી આઘે ગીચ ઘાડા જંગલમાં હાથીઓનાં ઝુંડનાં ઝુંડ વસતાં હતાં.

એ હાથીઓનો એક રાજા હતો. તમામ હાથીઓ રાજાના કહ્યામાં રહેતા. તેના હુકમને માન આપતા. પણ ઘઉંમાં જેમ કોઇક કાંકરો હોય છે, તેમ એ હાથીઓના ટોળામાં એક હાથી હતો.

એ માથાનો ફરેલો હાથી કહે,–" રાજા કોણ ને વાત શી ? એ મારો રાજા શા માટે થાય અને હું એના તાબામાં શું કરવા રહું ? ઘેટાંનાં ટોળાંની માફક બીજા હાથીઓ ભલે એના કહ્યામાં રહે. હું કાંઇ એના તાબામાં રહું નહિ."

એ હાથી ટોળાને છોડીને જંગલને બીજે છેડે એકલો પોતાને માટે એક અલગ ઝુંપડી બાંધીને ત્યાં મોજથી રહેવા લાગ્યો. હાથીઓ તેની દરકાર ન કરે. તે પોતાના જાતભાઇઓની દરકાર ન કરે.

એ જંગલમાં સરોવરને કિનારે મેદાનમાં એક વેળા એક લાવરી આવી ચડી. એ વીયાવાની હતી. તે ઇંડાં કયાં મૂકવાં તેનો વિચાર કરવા લાગી. સરોવરને કાંઠે આવેલા મેદાનમાં એક જગ્યા પસંદ કરી. તે જગ્યાએ પોતાનો માળો બાંધ્યો. લાવરી ત્યાં વીયાઇ. તેને નાનાં નાનાં રૂપાળાં ચાર બચ્ચાં થયાં.

બરાબર એ જ આરસામાં ઉનાળાની શરૂઆત થઇ. ચૈત્રી પુનમનો દિવસ આવ્યો. એ દિવસે હાથીઓ પોતાનો તહેવાર ઉજવતા. સરોવરમાં ખૂબ લહેરથી ન્હાય, પછી મેદાનમાં ખૂબ કુદે ને આળોટે. કુદે એટલું બધું કે બધું ઘાસ છુંદાઇને ખલાસ થઇ જાય. હાથીનો રાજા અગાઉથી ત્યાં બંદોબસ્ત કરવા આવ્યો.

લાવરી હતી નાની પણ ચાલાક હતી. હાથીને આમતેમ જમીન તપાસતો જોઇ તેની પાસે ગઇ અને પૂછયું, "મહારાજ, આજે અહીં શું થવાનું છે ?

હાથીનો રાજા કહે,–"આજે અમારો મોટો તહેવાર છે. હમણાં જ બધા હાથીઓ અહીં આવશે ને આ સરોવરમાં ન્હાશે. પછી અહીં ખૂબ કુદાકુદ કરીને મઝા કરશે !"

લાવરી—"હાય ! હાય ! આ ઘાસ ઉપર જ તેઓ કુદશે ?"

રાજા—"હા જ તો ! લીલી હરિયાળી ઘાસ વગર અમને મજા કેમ આવે ?"

લાવરીનાં તો ગાત્ર ગળી ગયાં. અરેરે ! આટલા બધા અલમસ્ત હાથી જો અહીં જમીન ખુંદી નાખે તો પછી ઇંડાંમાંથી હમણાં જ નીકળેલાં તેનાં નાનકડાં બચ્ચાંનું શું થાય ? એ પુલથી પણ કુમળાં પંખીનાં બચ્ચાંને કચરાઈ જતાં કેટલી વાર લાગે ?

લાવરીની આંખમાંથી દડદડ આંસુ ચાલ્યાં.

હાથીના રાજાને તે કરગરીને કહેવા લાગી,–"મહારાજ! હું તમારે શરણે છું. મારા પર દયા કરો, ને મારાં બચ્ચાંને બચાવો. અરેરે! એ કુમળાં બચ્ચાં હમણાં જ કચરાઇ જશે. આપ બળવાન છો. હું નિર્બળ છું, મારૂં રક્ષણ કરો."

હાથીનો રાજા! બળનો ભંડાર! પણ જેવો બળવાન હતો તેવો જ દયાળુ હતો. ઝાઝો વિચાર કરવાનો વખત નહોતો. તેને લાવરીની દયા આવી. હવે કરવું શું? દૂરથી હાથીનું ટોળું ન્હાવાને માટે કીલકારીઓ કરતું ધસ્યું આવતું હતુ. હાથીના રાજાએ લાવરીને કહ્યું, "તું તારાં બચ્ચાંની પાસે જા."

લાવરી પોતાના માળા આગળ ગઇ. હાથીનો રાજા ત્યાં ગયો. બે પગ પાછળ ને બે પગ આગળ ટેકવીને ઉભો રહ્યો. વચ્ચે લાવરી અને તેનાં બચ્ચાં સલામત રહ્યાં.

હાથીઓનું ટોળું આવ્યું. પાણીમાં ખબ લ્હેરથી ન્હાતા જાય, ને ઘાસના મેદાનમાં આવી રમતા જાય. એક બીજાં સાથે કુસ્તી કરે, સાઠમારી જમાવે, લીલી ઘાસમાં આળોટે, ને ખૂબ મજા કરે

સવારથી માંડીને સાંજ સુધી ધીંગામસ્તી ચાલી. બળવાન હાથીઓના સપાટામાં લીલું ઘાસ બધું છુંદાઇ ગયું. જમીનમાં ચારે બાજુ ઉંડા ખાડા પડયા. દયાળુ રાજા પોતે અડગ,– હાલ્યાચાલ્યા વગર–રમત જતી કરીને ઉભો જ રહ્યો.

હાથીનું ટોળું રમી પરવારીને આગળ ચાલ્યું. હવે ભય નથી એમ સમજી હાથીનો રાજા લાવરીની વિદાય લઇ ત્યાંથી પોતાના ટોળા પાછળ જતો રહ્યો.

લાવરીનાં બચ્ચાં હાથીઓની આ ભયાનક ધીંગામસ્તીમાં પણ સહીસલામત રહ્યાં. લાવરીના આનંદનો પાર ન રહ્યો. હાથીના રાજાને તે અંતરના આશિર્વાદ દેવા લાગી.

પણ આજે લાવરીના માથે સંકટનાં વાદળાં ઝઝુમી રહ્યાં હતાં. હાથીનો રાજા અને તેના ટોળાના જવા પછી પેલો તેમનાથી દૂર જઈ રહેલો એકલવાયો હાથી ત્યાં આવ્યો. બધા હાથીઓએ આખો દિવસ ધીંગામસ્તી કરેલી એટલે આખા મેદાનનું ઘાસ છુંદાઈ ગયું હતું. બધી જમીનમાં માત્ર લાવરીના માળાવાળો થોડોક લીલોછમ જેવો ભાગ લીલુડા નીલમની જેમ શોભી રહ્યો હતો.

હાથીને ત્યાં આવતો જોઇ લાવરી તેની સામે ગઈ. પ્રણામ કરી બોલી,–"બધા હાથી જતા રહ્યા છે. આપ મારાપર દયા કરી આ જગ્યાએ ન આળોટશો. નહિ તો મારાં ચાર નાનાં બચ્ચાં છુંદાઇને મરી જશે."

હાથી તડુકીને ઘુરકયો,–"હઠી જા અહીંથી. તું ને તારાં બચ્ચાં જહાનમમાં જાઓ. મને તેની શું પડી છે? તારાથી શું થઈ શકે એમ છે ચાલ હઠ!"

એમ બોલી તે દુષ્ટ હાથીએ પોતાના પગના ભારે પંજાવતી તરત જ બિચારી લાવરીનાં ચારે બચ્ચાંને એક પળમાં છુંદી નાખ્યાં. નિર્દોષ બચ્ચાંનાં લોહીથી રંગાયલી એ લીલી હરિયાળીમાં હાથી ખૂબ ખેલ્યો. પછી સરોવરમાં નાહીને ત્યાંથી પુંફાડા મારતો જતો રહ્યા.



તે દુષ્ટ હાથીએ....ચારે બચ્ચાંને એક પળમાં છુંદી નાખ્યાં....પાન ૨૪



હાથીનો રાજા બે પગ પાછળ ને બે પગ આગળ ટેકવીને ઊભો રહ્યો-પાન ૨૩

શ્રી સયાજીવિજય પ્રેસ-વડોદરા

લાવરીના સંતાપનો પાર નહોતો. તેના હૈયામાં આગ ઉઠી હતી. મારાં ગરીબ, નિર્દોષ નાનાં બચ્ચાંના પ્રાણ લેતાં એ દુષ્ટ હાથીને જરા પણ દયા ન આવી. હાય! એ હાથી ઉપર વેર ન લઉં તો હું લાવરી નહિ!

આવા વિચારોમાં લાવરીને આખી રાત ઉંઘ ન આવી. બીજે દિવસે તેણે વેર લેવાની એક યુક્તિ શોધી કાઢી.

દૂર એક ઝાડની ડાળીમાં કાગડાનો માળો હતો. નીચે જમીન ઉપર એક કાગડો કા-કા કરતો હતો. કાગડાની પાસે જઈ લાવરી કહે,-"કાગડાભાઈ કાગડાભાઇ! મને નોકરીએ રાખશો? તમારૂં બધું કામ કરીશ. નાનાં નાનાં જંતુ ને દાણાના કણ લાવી તમારાં બચ્ચાંને ખવડાવીશ. તેમને કાળજીથી ઉછેરીશ."

કાગડાને તો એ વાત ખૂબ ગમી. તેણે કાગડીને બધી વાત કહી. કાગડી પણ ખુશી થઈ. તેમણે લાવરીને નોકરીએ રાખી.

લાવરી ગરીબ ગાય જેવી બનીને એવી સરસ નોકરી કરવા લાગી કે કાગડો ને કાગડી હરખાઈ ગયાં. કાગડી કહે,- "બોલ બાઇ! નોકરી પેટે તારે શું જોઇએ છીએ?"

લાવરી કહે,-"બીજું તો કાંઈ નહિ. મારૂં એક કામ કરો. આ વનમાં હાથીનો રાજા ને તેનું એક ટોળું રહે છે. તેમની કટ્ટી કરીને એક હાથી એકલો અટુલો વનને છેડે જુદો રહે છે. એ હાથીની આંખો ફોડી નાખવા કાગડાભાઇને કહો, એટલે બસ."

કાગડાભાઈ કહે,-"શું કરવા?"

લાવરી કહે,-"શું ગભરાઈ ગયા? આટલી પણ હિમ્મત નથી?"

કાગડાને રીસ ચડી. તે કહે–"હવે રાખ, ને જોઇ લ મારો ઝપાટો !"

લાવરીને તો એટલું જ જોઇતું હતું.

કાગડાભાઈ ત્યાંથી ઉપડ્યા. પેલા એકલવાયા હાથીના મુકામપર કાગડો જઈ પહોંચ્યો. જુએ છે તો હાથી ઉંઘે છે. કાગડાને જોઈતો લાગ તરત મળી ગયો. તેણે પોતાની ચાંચ હાથીની આંખમાં મારી. તેનો એક ડોળો ફોડી નાખ્યો.

હાથી તો ધુંઆંપુઆં થઇ ગયો. આમ દોડે ને તેમ દોડે. ભયાનક કીકીયારીઓ કરી આખું જંગલ ગજાવે. આંખની એ વેદના તેનાથી તો સહી ન જાય. કાગડાને પકડવાને સૂંઢ આમ હલાવે ને તેમ હલાવે. પણ જેનું નામ કાગડાભાઇ ! કાગડો તે કદી કોઈના હાથમાં આવ્યો સાંભળ્યો છે ?

કાગડો લાગ જોઇને પાછો હાથી ઉપર ધસ્યો. બીજો ડોળો પણ ફોડી નાખ્યો. હાથીની બન્ને આંખમાંથી લોહીના પુવારા વહ્યા જાય છે.

લોહીવાળી ચાંચ સાથે કાગડાભાઈ મનમાં મલકાતા મલકાતા પાછા પોતાના માળા તરફ ગયા. લાવરીને કહે, "આ જોઈ લે મારો ઝપાટો. હાથી બન્ને આંખે આંધળો થઈ કારમી ચીસો પાડી વન ગજવી રહ્યો છે."

લાવરી કાગડાભાઇનો ઉપકાર માની કાગડી ને કાગડાની રજા લઈ ત્યાંથી નીકળી. હાથીની આંખો તો પુટી પણ તેથી શું ? જે ઘાતકી ને અવિચારી પ્રાણીએ પોતાના રાક્ષસી બળને કુમળાં બચ્ચાં ઉપર વાપરી તેમનો જીવ લીધો તે દુષ્ટને આટલી

સજા પુરતી કેમ ગણાય? લાવરીએ હાથીનો પુરેપુરો ઘાટ ઘડવાની બીજી યુક્તિ શોધી.

સરોવરને કાંઠે એક દેડકો રહેતો હતો. લાવરી તેની પાસે ગઈ. દેડકાને કહે,–" દેડકાભાઇ! દેડકાભાઈ! આજ તો બસ, મને તારૂં ગીત બહુ જ ગમે છે. અહો! શું તમારો રૂપાળો રાગ! શું તમારી ગાવાની ઢબછબ! અને શું તમારૂં મીઠું ગીત સાંભળવાની લહેજત! લોકો કહે છે કે કોયલ ને બુલબુલ મીઠા સુરથી ગાય છે. લોક કેવા મૂરખા છે! વાહ રે વાહ! દેડકાભાઈ! અમૃત પીતાં પેટ ધરાય નહિ ને તમારૂં ગાણું સાંભળતાં જીવ ધરાય નહિ!"

દેડકાભાઇ તો આ વખાણથી પુલાઇને ફાટી ગયા. તે કહે,–" મારાં ગીતો કાંઈ એક બે જાતનાં નથી. અરે! હું તો એવું ઘણું ય ગાઈ શકું છું!"

એમ બોલી દેડકો તો ફરીથી પોતાના ખોખરા અવાજે ફાટેલા ઢોલની જેમ ડ્રાંઉં ડ્રાંઉં કરવા લાગ્યો.

લાવરી કહે,–" દેડકાભાઇ! મેં તમારે માટે એક બહુ રૂપાળી દેડકી શોધી રાખી છે. દેડકીને તમારા જેવા જ રૂપાળા વરની જરૂર છે. પણ તે અહીંથી બહુ દૂર રહે છે. તમે ત્યાં આવી શકશો ખરા?"

દેડકાભાઈ તો આ વાત સાંભળીને આનંદથી નાચવા મંડી પડયા! લાવરી જ્યાં લઈ જાય ત્યાં તેની જોડે આવવા તે કબુલ થયો.

લાવરી કહે, "તમે તમારૂં ગાવાનું હું કહું ત્યારે શરૂ કરજો. હવે ચાલો મારી પાછળ!"

આગળ લાવરી ને પાછળ દેડકો, એમ ચાલ્યાં જાય છે. રાત પડી ગઈ છે. જંગલમાં ચારે બાજુ કાળું ઘોર અંધારૂં જામ્યું છે. સરોવરથી ઘણે દૂર જ્યાં પેલો દુષ્ટ હાથી રહેતો હતો, ત્યાં લાવરી દેડકાને લઈને આવી પહોંચી.

આંધળા હાથીથી વેદના સહન થતી નથી. તેને ખૂબ તરસ લાગી છે. પાણીને માટે જંગલમાં આથડે છે, પણ આંખ વગર જંગલનાં ઝાડવામાં તે ભટકાય છે ને વધારે ને વધારે ઇજા પામે છે.

એ હાથીની ઝુંપડીથી થોડેક દૂર પહાડની ટોચને અડીને એક બહુ ઉંડી ને ભયંકર ખીણ આવેલી છે. નજર નાખતાં આંખે અંધારાં આવી જાય, ત્યાં જો કોઈ પડે તો તેનું હાડકું પણ હાથ ન આવે એમાં કાંઈ નવાઇ છે?

લાવરી દેડકાને તે ખીણની ટોચે લઇ ગઈ. તે કહે, "દેડકાભાઇ, હવે તમે તમારૂં ગાયન જોરથી શરૂ કરો. નીચે ખીણમાં દેડકીબાઈ રહે છે. તે તમારો સાદ સાંભળીને જરૂર અહીં આવશે."

દેડકાભાઇએ તો પરણવાની આશામાં તેનામાં જેટલું જોર હતું તેટલું વાપરીને રાગોટો તાણવા માંડયો.

આંધળો હાથી સમજ્યો કે દેડકો ડ્રાંઉં! ડ્રાંઉં! ડ્રાંઉ! અવાજ કરી રહ્યો છે. જ્યાં દેડકાંની વસતિ હોય ત્યાં પાણી જરૂર હોય. માટે ચાલ જીવ! ત્યાં જાઉં ને પાણી પીઇને તાજો થાઉં.



લાવરી કહેવા લાગી: ' દેડકાભાઇ ! ભગવાન રૂઠયો છે. '....પાન ૨૯
( લાવરીનું વેર )

શ્રી સયાજીવિજય પ્રેસ–વડોદરા

હાથી એ બાજુએ ગયો. છેક પહાડની ટોચ નજીક આવી પહોંચ્યો. જ્યાં એક ડગલું આગળ ભર્યું કે, ધબ્બાક ! હાથી ઉંડી ખીણમાં ગબડી ગયો. તેનું ભારે સીસમ જેવું શરીર, એટલે એ ઉંડી ખીણમાં પડતાં જ તેના પ્રાણ નીકળી ગયા. હાથી કમોત મુઓ, ને લાવરીનું વેર વળ્યું.

બહુ વાર થઈ પણ દેડકીબાઇ હતાં ક્યાં કે આવે ? લાવરી કહે, "જરાક થોભો. હું નીચે ખીણમાં જઇને જોઈ આવું."

લાવરી ઉડીને નીચે ખીણમાં ગઈ. હાથીનું મુડદું દયામણી હાલતમાં ત્યાં પડયું હતું. તે જોઇને તે બોલી, "હાશ ! મારાં વ્હાલાં બચ્ચાંઓ ! હવે તમારૂં વેર વળ્યું છે. તમને વગર મોતે મારનાર પાપીના પ્રાણ તમારાથી પણ ભૂંડી રીતે નીકળ્યા છે."

લાવરીની આંખમાંથી દડદડ દડદડ આંસુ ગરી રહ્યાં છે. તેનાં વ્હાલાં બચ્ચાં તેના હૈયે સાંભરી આવ્યાં છે.

રડતી રડતી તે ઉપર ટોચે આવી અને દેડકાને કહેવા લાગી,–"દેડકાભાઇ ! ભગવાન રૂઠયો છે. ગરીબ બિચારી દેડકી ! તે તમારી પાસે ધસમસી ઉપર આવતી હતી ત્યાં હમણાં જ એક મોટો કાળો નાગ તેને ગળી ગયો !"

દેડકો નિરાશાનો માર્યો પાછો ફર્યો. લાવરી પણ એ જગ્યાએથી દૂર દૂર બીજા દેશમાં ઉડી ગઇ.

## (૫) ગોટાળા વાર !

એક હતા જોશી. ભણેલા ભાગોળ સુધી. છતાં નાનકડા ગામડાના અભણ લોકમાં અષ્ટમ્પષ્ટમ્ શ્લોક ભણી હાંક્યે રાખતા હતા. ગામમાં એ જ એકલા ભણેલા ગણાય, એટલે વાર, તહેવાર, તિથિ, નક્ષત્ર, મુહૂર્ત વિગેરે પૂછવાને ગામડાના લોકો જોશીજી પાસે આવે.

જોશીએ કદી કાળો અક્ષર કુટી મારેલો નહિ. એટલે તેમને તિથિ વાર વગેરેની માહિતી ક્યાંથી હોય ? પણ જોશી હતા પહોંચેલ બુટ્ટી. વારની ગણત્રી માટે તેમણે સાત સાંબેલાં રાખેલાં. દર સોમવારથી ગણત્રી કરે.

દરરોજ એક સાંબેલું જમીનપર નીચું પાડે. એટલે કે સાત સાંબેલાં ઉભાં હોય તો સોમવાર, છ હોય તો મંગળવાર, પાંચ હોય તો બુધવાર, ને એ મુજબ એક સાંબેલું ઉભું હોય ત્યારે રવિવાર થાય, એવી તેમણે ગણત્રી રાખેલી હતી.

કોઈ વાર પૂછવા આવે તો ઉપર મુજબ ગણીને કહે. જેમ કે ત્રણ સાંબેલાં ઉભાં હોય તો જોશીજી ચટ લઈને કહે કે આજે શુક્રવાર થયો !

પણ એક દિવસ ભારે ગડબડ થઇ ગઇ. બે બિલાડીઓ વચ્ચે તકરાર થઇ. લડતાં લડતાં તેઓએ સાંબેલાં આગળ એવી સાઠમારી જમાવી કે બધાં સાંબેલાં નીચે ગબડી ગયાં !

એટલામાં ગામનો એક માણસ શો વાર છે, એ પૂછવા આવ્યો. બિચારા જોશીનું ડાચું જોવા જેવું થઇ ગયું. હવે શો જવાબ આપવો ? થોડીક વાર તેમણે વિચાર કરીને કહ્યું, "જા ભાઇ, આજે તો ગોટાળા વાર થયો !"

પૂછનારો બિચારો વિચારમાં પડયો કે એ ગોટાળા વાર તે શું ? તેણે ફરીથી પુછયું. જોશીએ અક્કલનો ભંડાર ખાલી કર્યો કે જેમ દર ત્રણ વર્ષે એક અધિક મહિનો આવે છે તેમ આજે નવો વાર ઉભો થયો છે. તેનું નામ ગોટાળાવાર છે !

ગરીબ બિચારો ગામડીઓ જોશીની પંડિતાઈ પર ખુશ થતો ઘેર ગયો.

# (૬) લોભને થોભ નહિ

બગદાદ શહેરમાં નામીચો બાદશાહ ખલીફ હરૂન અલ રસીદ રાજ કરતો હતો તે વખતની આ વાત છે.

ખલીફાની તહેનાતમાં એક હજુરીઓ રહેતો હતો. તેનું નામ હસન. બાદશાહનો માનીતો હજુરીઓ, એટલે તેની જીંદગી સુખમાં વીતે એવો પગાર અને બીજી ચીજો એને મળે એમાં નવાઇ શી ? બાદશાહની પણ તેના ઉપર બહુ સારી મહેરબાની હતી. હસન બધી વાતે સુખી હતો.

પણ હસનનામાં એક અવગુણ બહુ મોટો હતો. તેના જેવો કંજુસ ને મકખીચુસ આખા બગદાદ શહેરમાં બીજો કોઇ નહોતો. એ અવગુણને લીધે તેની બુરી દશા થઇ.

તેની બીબીનું નામ ફાતમા હતું. નવાઇ જેવું એ હતું કે જેવા મીયા હતા તેવી જ બીબી હતી. ફાતમા હસનને પણ આંટી દે એવી કંજુસ હતી. રોજ તેઓ કંગાળ પાણીની માફક ખપ પુરતું–રે ! તેથી પણ ઓછું ખાય પીએ, ને જે પૈસા વધે તેની સોનાની મ્હોરો ખરીદી એકઠી કરે. તેમની જીંદગીનો એક માત્ર આનંદ આ મહોરો રોજ રાત્રે એકઠાં થઇને છાનામાના ગણવાનો હતો.

જેમ જેમ સોનામહોરો વધવા લાગી તેમ તેમ હસનનો લોભ વધવા લાગ્યો. દેવતામાં ઘી રેડયાથી તે શાંત નથી થતો પણ તેના ભડકા બેવડા જોરથી બહાર નીકળે છે. એ જ રીતે હસનનો લોભ પણ હદ પાર વધી ગયો.

એક દહાડો તે બીબ ને કહે, "બીબી ! ઘણા વખતથી આપણે વેપારીઓની પાસેથી દાણા ને કપડાં લાવી તેમને બટાવીએ છીએ. હવે એક તાલ કરીએ. તું કાલે રડવા જેવું મ્હોં કરી લાચાર બની જઇ તેમની પાસે જજે અને કહેજે કે બાદશાહની ઇતરાજી હસન ઉપર ઉતરી છે. બધી માલમતા જપ્ત કરી હસનને કેદ પકડી લઈ ગયા છે. આથી તેમને દયા આવશે, અને તને અનાજ તથા કપડાં મફત મળશે. આપણે એ રીતે થોડોક વખત ગુજારો ચલાવીશું અને વધારે સોના-મહોરો એકઠી કરી શકીશું."

ફાતમા કહે,–"પણ તમને તેઓ જોઈ જશે તો ?"

હસન–"હું હવેથી રાતના મોડેથી ઘેર આવીશ. પછી કયાં જોવા આવવાના છે ?"

બીજે દિવસે ફાતમાએ હસનની શીખવણી મુજબ કર્યું. દયાળુ વેપારીઓએ તેની લાચારી જાણી કોઇએ અનાજ તો કોઇએ કપડાં, એમ આપવા માંડયું. વેપારીઓને ઠગીને આવી રીતે હસન અને ફાતમા પોતાનો ગુજારો કરવા લાગ્યાં.

પણ જેમ જેમ દહાડા જતા ગયા તેમ તેમ ફાતમાની વાત પર વેપારીઓને વહેમ પડવા લાગ્યો. ફાતમા એ વાત કળી ગઇ અને હસનને બધું કહી સંભળાવ્યું. હસને કહ્યું કે હવે વેપારીઓને ત્યાં જવાનું બંધ કરજે. હવેથ આપણાં સગાં વહાલાં અને દોસ્તદારોને ત્યાં જજે, અને ત્યાં આવી જ રીતે તાલ લગાવજે."

ફાતમાને શીખવાડવું પડે એમ નહોતું. બીજા થોડાક દહાડા મિત્રો ને સગાં વ્હાલાંઓએ ફાતમાને મદદ કરી. જે સગાં-વ્હાલાંઓને પોતાની કંજુસાઈને લીધે હસન અને ફાતમાએ કદી પોતાને ઉમરે એઠાં નહોતાં કર્યાં, તેમની આગળ હાથ ધરી ભીખ માગતાં ફાતમાને લાજ ન આવી. દયાળુ સગાં વ્હાલાંઓએ પોતાની ફરજ બજાવીને તેને મદદ કરી.

પણ આમ કયાં સુધી નભે? સગાં વ્હાલાંઓને પણ શક પડવા લાગ્યો. ફાતમાએ હસનને આ વાત કરી. હસન ચીડાયો. સોનામહોરો સપાટાબંધ એકઠી થતી હતી. તેમાં આ નડતર આવી! તેણે ફાતમાને સગાં વ્હાલાંને ત્યાં મોકલવી બંધ કરી. પૈસા ખરચીને પાછું અનાજ ને કાપડ વગેરે ખરીદવા માંડયાં.

પણ એ પૈસા ખર્ચવા પડતા હતા તે હસનની છાતીએ વાગતા હતા. તેનું મન હમેશાં શી રીતે વધારે પૈસા એકઠા થાય તે તરફ લાગેલું રહેતું.

એક દિવસે સેતાને તેના દિલમાં વાસો કર્યો. હસનને કુબુદ્ધિ સુઝી. તેણે ભયંકર કામ કર્યું.

રાત્રે હસન ઘેર આવ્યો ત્યારે એણે ફાતમાના હાથમાં એક આબદાર મોતી મૂકયું. તેની આંખો આનંદથી ચળકી રહી.

પણ ફાતમા આખર કરે ને સ્ત્રી જાત. તે ગભરાઈ. મોતી ક્યાંથી આવ્યું તે પૂછ્યું.

હસન—"જો બીબી! બાદશાહ સલામતને ત્યાં શાની ખોટ છે? સરકાર તો માબાપ છે! બાદશાહને ત્યાં હીરા મોતીના ભંડાર ભર્યા છે. ત્યાંથી આવું એક મોતી ઓછું થયું તોય શું ને ન થયું તોય શું? ત્યાં કોણ જાણવા બેઠું છે?"

ફાતમાનું મન ન માન્યું. પણ મોતી લઈ તેણે ઉંચું મૂકયું. એ મુજબ દરરોજ મોતી, હીરા, માણેક, પોખરાજ વગેરે જે જે સપાટામાં આવે તે તે હસન ઉડાવી લાવવા લાગ્યો. જે અન્નદાતા તેને આટલી લહેરમાં રાખતો હતો તેનું લુણ હરામ કરતાં તેને જરાએ અરે ન આવી.

ફાતમા એક દહાડો હસનને કહેવા લાગી, "મિયા! ચોરીને આણેલા આ બાદશાહી દાગીના આમ રહે તો તો કોઇક દહાડો માર્યા જઈએ. તેની સોનામહોરો કરી નાખી હોય તો કશી અડચણ ન રહે."

હસને કહ્યું,—"મારાથી તો વેચવા નહિ જવાય. પણ તું કાલે એક ચીજ લઇને વેચી આવજે. કાંઈ હરકત નહિ આવે."

બીજે દિવસે ફાતમા મોતી લઈ ઝવેરી બજારમાં વેચવા ગઇ.

બાદશાહના મહેલમાંથી નાની મોટી ચીજો ચોરાતી હતી તેની ખબર પડી ગઇ હતી. પણ તે કોણ ચોરી જતું હતું તે પકડાતું નહોતું. આથી બાદશાહે શહેરના ઝવેરીઓને હુકમ આપ્યો હતો કે ચોરાયલી ચીજોમાંની કોઇ પણ ચીજ બજારમાં આવી છે એમ વહેમ પડે તો તરત બાદશાહને જાહેર કરવું.

ફાતમાનું મોતી જોઇ ઝવેરીને વહેમ પડયો. તરત તેણે ફાતમાને પકડીને બાદશાહ આગળ હાજર કરી.

બાદશાહે ખજાનાનું મોતી ઓળખ્યું. તેણે સીપાઈઓ મોકલી હસનના ઘરની જડતી લેવડાવી.

સીપાઇઓએ તમામ ચોરાયલી ચીજો, તથા આખો જન્મારો પેટ બાળી હસને એકઠી કરેલી સોનામહોરો સાથે હસનને મુશ્કેટાટ બાંધીને દરબારમાં ખડો કરી દીધો.

હસનની ફજેતીનો પાર ન રહ્યો. વેપારીઓએ ફાતમાએ બનાવટી વાતોથી તેમને કેમ ઠગ્યા હતા તે દરબારમાં કહ્યું. હસનનાં સગાં વ્હાલાંઓએ પણ તેનું ભોપાળું ખુલ્લું કરી દીધું.

બાદશાહે તમામ ચોરાયલી ચીજો પાછી લઇ લીધી. પછી હસનને કહે, "આ તમામ સોનામહોરો જપ્ત કરી તને ને તારી બીબીને દેશનિકાલ કરવામાં આવે છે. જા, ચાલ્યો જા."

હસન બહુ કરગરવા લાગ્યો. બાદશાહે વિચાર કર્યો કે હસનની કટેવ ભૂલાવવી જોઇએ. આ ઉપરથી બાદશાહે હસનને કહ્યું કે,–"એક સરતે તારી આ સોનામહોરો તને પાછી આપીશ. તે એ કે તારે કે તારી બીબીએ આ શહેરના ચાર દરવાજા છોડી કયાંય પણ બહાર જવું નહિ. જો બહાર જશો તો તમને ઠાર મારવામાં આવશે."

હસન તો હરખઘેલો થઈ નાચવા ને કુદવા મંડયો. આ તે કાંઇ સજા કહેવાય ? તેણે હા પાડી. બાદશાહે હસન અને ફાતમાને સોનામહોરો પાછી આપી તેમને ઘેર વિદાય કર્યાં.

બીજે દિવસે બાદશાહે ઢંઢેરો પીટાવ્યો કે હસન અથવા ફાતમાને શહેરના કોઇ પણ આસામીએ તેની સોનામહોરોના બદલામાં કે તે સિવાય, અનાજ, પાણી, કપડાં કે બીજી કોઇ પણ ચીજ આપવી નહિ. જો કોઇ પણ આદમી આપશે તો તેની માલ મિલ્કત જપ્ત કરી તેને અવળી ઘાણીએ પીલી મારી નાખવામાં આવશે.

રાજાની આવી કડક આજ્ઞા, એટલે હસન અને ફાતમાને કોની મકદુર કે કોઇ પણ ચીજ આપી શકે ?

પહેલા એક બે દિવસ તો હસન અને ફાતમાને કાંઈ અડચણ જણાઈ નહિ. પણ પછી ખાવા પીવાની કે પહેરવા ઓઢવાની કોઇ પણ ચીજ બાદશાહના હુકમ મુજબ તેમને ન મળી શકી, ત્યારેજ તેમને તેમની દુઃખી સ્થિતિનું ભાન થયું.

માત્ર ખારકુંડીઓનું ગંદું પાણી પીવા મળે. પહેરવા ઓઢવાનાં કપડાં પણ દિવસે દિવસે ચીંથરાં જેવાં થઇ ગયાં. ઠંડીના દિવસો આવ્યા. હાથ પગનાં કોકડાં વળે. ઠંડી સહન ન થાય. દેવતા સળગાવવાને લાકડાં પણ ન મળે.

ખાતાં કાંઈક વધતું તે એઠવાડા તરીકે લોકો નીકોમાં કે ગંધાતી ગલીઓમાં ફેંકી દેતા તેમાંથી વીણી લાવી તે ખાઇને હસન અને ફાતમા ગુજારો કરતાં.

તેમનું રૂપ બદલાઇ ગયું. કપડાં હાલહુવાલ થઇ ગયાં. તદ્દન ગલીચ ને ગંધાતા અનાજના થોડાક ટુકડાથી પેટ ન ભરાતું. પેટમાં વેંત વેંતના ખાડા પડયા.

વળી એ મેલા ગંધાતા ટુકડા ખાવાથી શરીર ઉપર જાત જાતના રોગ ફુટી નીકળ્યા. કોઈ સારવાર પણ ન કરે. દવાદારૂ પણ કોઇ આપે નહિ.

ખાવા નહિ, પીવા નહિ, ઓઢવા નહિ, પહેરવા નહિ, પાથરવા નહિ, દવા દારૂ નહિ, બળતણ નહિ, ને જંપીને બેસવાનું કાંઇ પણ ઠેકાણું નહિ એવી તેમની દશા થઈ ગઈ. આ ઘોર ત્રાસ સહ્યો જાય એમ નહોતો. તેમની સોનામહોરો સલામત હતી. પણ તે શું કામ આવે ? તે જોઇ જોઇને જીવ બળે. એ સોનામહોરોએ તેમની બેઈજ્જતી કરવામાં મણા

નહોતી રાખી. તેમની જંગલી પશુના કરતાં પણ ખરાબ દશા થઈ તે એ સોનામહોરોને જ આભારી હતું. હસન અને ફાતમા બન્ને ખરા અંતરથી એ સોનામહોરોને ધિક્કારવા લાગ્યાં. તેઓ રોજ રડી રડીને દહાડા ગુજારવા લાગ્યાં.

આમ કેટલાક દિવસ સુધી ચાલી શકે ? હસન અને ફાતમાથી આ ત્રાસ સહન ન થયો.

પોતાની સોનામહોરોની થેલીઓ લઇ તેઓ એક દિવસ ખલીફાની રૂબરૂ ગયાં. થેલીઓ બાદશાહની આગળ મૂકી અને કરગરીને બાદશાહને પ્રાર્થના કરી કે,–" ઓ નામદાર ! આ કંગાલ સોનું અમારે નથી જોઇતું ! ખુદાવિંદ ! એણે અમારૂં સત્યાનાશ વાળ્યું છે. મને આપની ખીદમતમાં પાછો રાખો. ટુકડો રોટી ને ચોકખું પાણી પણ મને બસ થશે. હવે તો આ ત્રાસ સહન નથી થતો."

બાદશાહ દયાળુ હતો. તે સમજ્યો કે હસન અને ફાતમા પોતાના લોભ માટે ખરા દિલથી પસ્તાવો કરી રહ્યાં છે. તેણે પેલા વેપારીઓને બોલાવી હસનની ઠગાઈના બદલામાં તેમની વચ્ચે સો સોનામહોરો વહેંચી આપી. એ જ મુજબ હસનનાં સગાંવહાલાંઓ વચ્ચે પણ સો સોનામહોરો વહેંચી આપી.

બાકીની સોનામહોરો બાદશાહે હસનને પાછી સોંપી તેને વિદાય કર્યો. હસનને ફરીથી પોતાની નોકરીમાં રાખ્યો.

હસન અને ફાતમા પોતાની જીંદગીમાં એવો કડવો પાઠ શીખ્યાં હતાં કે તેમની જીંદગી સુધી તે ન ભૂલ્યાં. તેમનુ જીવન સુધરી ગયું. સુખથી ખાવા પીવા ઉપરાંત દયા દાનનાં કામોમાં પણ તેમણે પૈસા છૂટે હાથે ખર્ચવા માંડયા.



" ઓ નામદાર ! આ કંગાલ સોનું અમારે નથી જોઇતું ! " —પાન ૩૮

( લોભને થોભ નહિ )

ધી સયાજીવિજય પ્રેસ–વડોદરા

## (૭) ઉદારતાનો બદલો

અરબસ્તાનનો નામીચો બાદશાહ અહબ મહમદ એક વખતે પોતાનો દરબાર ભરીને બેઠો હતો. સોનું, રૂપું, હીરા, મોતી, જર, ઝવેરાત, કપડાં વગેરેનો તેને ત્યાં તોટો નહોતો. બાદશાહી દરબારમાં ઠાઠમાઠ અને ભપકામાં કોઈ ચીજની મણા નહોતી. એશઆરામ અને મોજશોખનાં બધાં સાધનો ત્યાં હાજર હતાં.

પણ એમ છતાં બાદશાહના જીવને જંપ નથી. તેનો ચહેરો ઉદાસ જણાય છે. દરબારીનાં મ્હોંનાં નૂર ઉડી ગયાં છે. ડરામણી ચિંતારૂપી રાક્ષસીએ તેમને પોતાના સપાટામાં લીધેલા છે. કદી કદી તેમના મ્હોંમાંથી ઉંડા નિસાસા નીકળે છે. આખા દરબારમાં દિલગીરી ને નિરાશાનું વાતાવરણ ફેલાઇ રહેલું છે.

એનું કારણ શું ? દુશ્મનોએ આજે લાંબી મુદતથી નગરને ઘેરો ઘાલ્યો છે. દુશ્મનો બળવાન છે. સામે મ્હોંએ તેમનો સામનો થઇ શકતો નથી. તે ભૂખ્યા લોહીતરસ્યા લશ્કરને નગરમાં પેધાવી નગરવાસીઓનો સર્વ નાશ કરવાની સુલતાનની તાકાત નથી.

નગરમાં સૌથી મોટો ત્રાસ અનાજનો ઉભો થયો છે. લાંબા વખતનો દુશ્મનનો ઘેરો, અને તેની જમદૂત જેવી ચોકી, એટલે બહારથી અનાજનો કણ સરખો આવી શકે એમ નથી.

અંદરનું અનાજ થોડાક દિવસ તો પહોંચ્યું. પણ સખત કરકસર કરવા છતાં ભૂખમરારૂપી મહારાક્ષસે નગરની પ્રજાનો કોળીયો કરવા માંડયો છે. કોઇના શરીરમાં બળ નથી, અંગમાં ઉમંગ નથી, મ્હોંપર નુર નથી, હૃદયમાં હામ નથી. ચારે બાજુ દુઃખ, દુઃખ ને દુઃખના ડુંગરા ખડકાયલા દેખાય છે.

આવી સ્થિતિમાં બાદશાહના દરબારમાં પણ દુઃખ ને નિરાશા વગર બીજું શું હોઈ શકે? હીરા મોતી ને સોનું તો પાર વગરનું છે. તે વતી અનાજના ભંડાર ખરીદી શકાય. પણ આવા સંજોગોમાં એક કરોડની કિમ્મતનાં જવાહીર પણ શા ખપનાં?

એટલામાં દરબારમાં દરવાને આવી એક ભૂખે મરતો ખેડુત અંદર આવવા માગે છે એમ વરધી આપી. બાદશાહે તેને અંદર લાવવા હુકમ કર્યો.

ભિખારીથી પણ ભૂંડા વેશમ, પેટમાં દોઢ દોઢ વેંતના ખાડાવાળો એ ખેડુત કકળાટ કરતો બોલ્યો, "ખુદાવિંદ! ભૂખે મરૂં છું. બચાવો, નહિ તો મરી જઇશ."

બાદશાહ કહે,—"ચાલ મારી સાથે, મારે ભોજન લેવાનો વખત થયો છે."

બાદશાહ તે હાલહવાલ ખેડુતનો હાથ ઝાલી તેને અંદર લઇ ગયો. ગભરાતો ગભરાતો ખેડુત અંદર ગયો.

બાદશાહી ઠાઠથી બીછાવેલા ખુબસુરત ઇરાની ગાલીચાપર હીરા જડેલો સોનાનો મોટો થાળ મૂકવામાં આવ્યો. સોનાના નકસીકામવાળી પાણીથી ભરેલી શીશહી અને પ્યાલા હાજર થયા. પંખા નાખવાનું કામ કામદારોએ શરૂ કર્યું.

છેવટે બાદશાહી બબરચી એક જાડી સૂકી રોટલી લઇને આવ્યો અને એ સોનાના થાળમાં અદબથી મૂકી.

બાદશાહે એ રોટલીના બે ભાગ કરી એક ભાગ પેલા ખેડુતને આપ્યો, અને એક ભાગ ખુદાનું નામ લઈ પોતે ખાધો.

રોટી ખાઇ, પાણી પી, બાદશાહે ખેડુતને ખુશમિજાજથી કહ્યું–" દોસ્ત ! લાચાર છું કે શાહી બબરચીખાનામાં આ સિવાય એક ટુકડો પણ રોટી અથવા એક દાણો પણ અનાજ નથી. આ મારા ભાગની છેલવેલ્લી એક રોટી રહી હતી તે આજે પૂરી થાય છે. પણ ગભરાઇશ નહિ. ખુદામાં ભરોસો રાખ. કલ હય, ઓર અલ્લા હય ! ખુદાના શુકરાના કર કે આજે તે પરવરદીગારની અપાર મહેરબાનીથી તને થોડું ઘણું ખાવાનું મળ્યું છે."

ખેડુતનાં ફાટલાં ગંધાતાં કપડાં શરીરપરથી સરવા લાગ્યાં. તેનો હાલહવાલ ને દેખાવ ફરી જવા લાગ્યો. બાદશાહ આંખ મીંચીને ઉઘાડે એટલામાં તો એક ખુદાઇ ફીરસ્તાના રૂપમાં તે ખેડુત બદલાઇ ગયો.

ફીરસ્તો ખુશ થઇને બોલ્યો,—"અહુબ મહમદ! તું ખુદાનો ખરો બંદો છે. અલ્લાના આશીર્વાદ તારી ઉપર ઉતર્યા છે. જે ઇનસાન પોતાની પાસે પુષ્કળ ચીજ હોય તેમાંથી થોડુંક બીજાને આપે તે ભલો છે, પણ જે અર્ધામાંથી અર્ધું જરાકે કચવાયા સિવાય પાક અલ્લામિયાના પેદા કરેલા પોતાના જાતભાઇને આપે છે, તેના ઉપર ખુદા કદી રાજી થયા વગર રહેતો નથી. સમજી લેજે કે આજથી તારી આફતનો છેડો આવ્યો છે."

અને ખરેખર બાદશાહની આફતનો અંત આવી લાગ્યો હતો. દુશ્મનના લશ્કરમાં ખુદાનો ખોફ ઉતર્યો. ભયંકર મહામારી (કોગળીયું) નો રોગ દુશ્મનના લશ્કરમાં ફેલાયો.

હતાશ બની ભારે ખુવારી સાથે ઘેરો ઉઠાવી લશ્કર નાસભાગમાં પડયું. અહુબ મહમદના લશ્કરે દુશ્મનના લશ્કરની પાછળ પડી તેમને ઘણે દૂર નસાડી મૂકયા.

અહુબ મહમદના રાજની આબાદી દિન પર દિન ખૂબ વધવા લાગી.

## (૮) શું કંજુસનું ધન કાંકરા?

રામપુર ગામમાં ખરે બપોરે એક ચૌદ વર્ષની બાળાની પથારી પાસે એક વીસ વર્ષનો તરૂણ જુવાન બેઠો બેઠો નિસાસા નાખી રહ્યો છે. બપોરનો વખત અને ઉનાળાનો દહાડો, એટલે જે ભયાનક તાપ પડતો હતો તેનું વર્ણન થઈ શકે એમ નહોતું.

આ ગામમાં સૌથી મોટો ત્રાસ એ હતો કે પાણી બિલકુલ મળી શકતું નહોતું. માંડ માંડ વહેલે મસળકે ગામના પાદરે આવેલા કુવામાં ખૂબ મહેનત કરે ત્યારે અર્ધો ઘડો પાણી મળતું. અને એટલા પાણીને માટે પણ ભારે તકરાર થાય.

જે બાળા પથારીમાં પડી હતી તેને કોગળીઆનો (કોલેરાનો) ભયંકર રોગ લાગુ પડેલો હતો. સવારમાં તેની સારવાર કરવાને રોકાઇ જવાથી તેની નજીક બેઠેલા તેના ભાઈને પાણી લેવા જવાનો બિલકુલ વખત ન મળ્યો. માંડ માંડ કાલાવાલા કરી બે ત્રણ ઘેરથી ચાંગળું ચાંગળું પાણી ઉઘરાવી અર્ધો પ્યાલો પાણી તેણે એકઠું કરેલું હતું. પણ કોગળીયાની મહામારીથી પીડાતા દરદીને પુષ્કળ પાણી જોઇએ છીએ. એટલા પાણીથી શું થાય?

છેવટે પાણી વગર તે જુવાનની બ્હેનનો ટળવળાટ કરતાં કરતાં પ્રાણ ગયો. આ દયાજનક દેખાવ જોઇ ભાઈની આંખમાં આંસુની ધારા ચાલી. તેને આ બ્હેન વગર બીજું કોઇ સગું વહાલું નહોતું, એટલે સંસારમાં તે એકલો પડયો. પોતાની બ્હેનના જીવને રાહત આપવા પાણી મેળવવાને તે પોતાનો જીવ આપવા તૈયાર હતો. પણ જગત્‌માં એવી ઘણી વસ્તુઓ છે કે જે પૈસાથી પણ અમુક સંજોગોમાં મેળવી શકાતી નથી.

પોતાની બ્હેનને અગ્નિદાહ કરી જરૂરી ઉત્તરક્રિયાઓ કરી તે જુવાન એક પરદેશીની નોકરીમાં આફ્રિકા ચાલ્યો ગયો.

એ વાતને આશરે ચાળીસ વર્ષ વીતી ગયાં. રામપુરમાં છેલ્લાં એકબે મહિનાથી એક ડોસો આવ્યો છે. એ ડોસો તેજ ઉપરની છોકરીનો ભાઇ. ચાળીસ વર્ષ રહીને તે આજે પોતાનું જૂનું ઘર ઉઘાડી તેમાં એકલો રહેવા લાગ્યો છે. લોકો કહેતા કે તેની પાસે એટલું નાણું છે કે તેનો સુમાર નથી. આમ છતાં તે હલકામાં હલકો ખોરાક ખાતો, અને તદ્દન ચીંથરેહાલ સ્થિતિમાં રહેતો.

તેને આંગણે એક દોઢીઆનું પણ દાન થતું નહોતું. આખાય ગામમાં તે 'કંજુસ કાકા'ના નામે ઓળખાતો. જરૂરના પ્રસંગે તે બહાર નીકળતો ત્યારે ગામનાં છોકરાં તેને 'કંજુસ કાકા' કહીને ચીડવતા. તેની પાછળ ધૂળ ને કાંકરા ઉછાળતા. ડોસાને તે કદાચ વાગતા પણ ખરા. ડોસો કદી છોકરા પર કે કોઇ ઉપર પણ ગુસ્સે નહોતો થતો. તેનું જે અપમાન થતું એ તે મુંગે મ્હોંએ હસતો હસતો સહી લેતો.

એમ ને એમ બીજાં આઠથી દશ વર્ષ વીતી ગયાં. હજુ રામપુરમાં પાણીની ભયંકર વિટમ્બણા એવી ને એવી હતી.

આખરે એક દિવસ પેલો ડોસો ઓચિંતો મરણ પામ્યો. ગામમાં કોઈએ એની દયા ન ખાધી. 'એક મખ્ખીચુસ મરી ગયો તો ઓછો થયો' એમ લોકોએ માન્યું.

ડોસાના તેરમાની ક્રિયા મુંબઈથી ડોસાના વકીલે આવીને કરી.

બીજે દિવસે ગામલોકને એકઠા કરી વકીલે ડોસાનું વીલ (મૃત્યુપત્ર) વાંચી સંભળાવ્યું.

પચાસ વર્ષની અતિશય સખત મહેનત કરી પોતાની બુદ્ધિબળે ને પ્રમાણિકતાએ ડોસાએ આશરે દોઢ લાખની પૂંજી એકઠી કરી હતી, અને તે તમામ તેણે રામપુર ગામમાં પાણીની ટાંકીઓ (વૉટર વર્ક્સ) કરવા માટે ગામના પ્રતિષ્ઠિત ગૃહસ્થોની એક સમિતી નીમી સરકારને સોંપવા ફરમાવ્યું હતું.

* * * *

ઉપરની વાતને એક વર્ષ વીતી ગયું છે. આજે રામપુર ગામની સ્ત્રીઓના અંતરમાંથી એ ભલા ડોસાના નામ ઉપર આશિર્વાદના વરસાદ વરસે છે. ગામનાં છોકરાં ડોસાના કરેલા અપમાન માટે આંખમાંથી આંસુ સારે છે. ગામ લોકનાં હૈયાં ડોસાની મહાન ઉદારતાના કામને લઈને રોજ ભરાઈ આવે છે. ચાંગળા પાણી માટે ટળવળતા રામપુર ગામના લોકો ઘેર બેઠાં સુખેથી પાણી જોઈએ એટલું વાપરે છે. કંજુસનું ધન કાંકરા નથી, એ તે ભલા ડોસાએ પોતાના ઉદાર કામથી એક વાર તો ખોટું પાડી બતાવ્યું છે.

## (૯) બીક એટલે શું ?

એક બાઈ રી હતી. તેને એક છોકરો હતો. એક દહાડો રાતના તે બાઈ પોતાના છોકરાને કહે,–"જા, બારણાં વાસી આવ. મને બીક લાગે છે."

"બા, બીક એટલે શું ?" છોકરાએ પૂછ્યું.

"વળી બીક એટલે શું ? આપણને કશું જોઈને ચમકવાનું મન થાય તેનું નામ બીક." મા બોલી.

એ બીક નામનો કયો પદાર્થ હશે ? તેનું વજન કેટલું હશે ? તેનો રંગ કેવો હશે ? સ્વાદમાં ખાટો હશે કે મીઠો ? એવા વિચાર છોકરાના મનમાં ઘોળાવા લાગ્યા.

રાતના કમાડ વાસી આવીને સુઈ ગયો, પણ બીક શાને કહેતા હશે તેનો ગુંચવાડો ન મટે. આખરે તે આસ્તે રહીને બારણું ખોલી ઘરની બહાર નીકળ્યો, અને ગામની ભાગોળે ગયો.

ત્યાં કેટલાક લૂટારાઓ ભુકાની બાંધી બેઠા હતા. છોકરાએ તેમને પૂછ્યું, "ભાઈ બીક એટલે શું તે મને કહેશો ?"

એક લૂટારો જરાક ટીખળી હતો. તે કહે, "હા; કેમ નહિ? આ લે પાણી, લોટ, ઘી, ને ગોળ. પેલું દૂર *કબ્રસ્તાન દેખાય છે, ત્યાં જા. ઝાડનાં ડાંખળાં વીણી તેને સળગાવી તે ઉપર આ તવો મૂકી આટલો શીરો શેકી લાવ, એટલે બધી ખબર પડશે."

છોકરો કબ્રસ્તાનમાં ગયો. ઝાડની સુકી કરાંઠીઓ સળગાવી, પેલાં ઘી, ગોળ, પાણી, ને લોટ તાવામાં એકઠો કરી તવેથો લઇને તે તો શીરો હલાવવા બેઠો.

થોડીક વારમાં શીરો તૈયાર થઇ ગયો. તેની વાસ મજાની આવવા લાગી. એટલામાં નજીક એક કબરમાંથી એક હાથ બહાર નીકળ્યો, અને કોઇક બીહામણા અવાજે બોલ્યું:

"લાવ લાવ શીરો ખાઉં,
નહિ તો બચ્ચા તને ખાઉં!"

છોકરાનો મીજાજ ગયો. "હવે જા રે ખાવાવાળા!"

તે તડુકીને બોલ્યો, અને પેલો ગરમ ગરમ તવેથો એ હાથ ઉપર એવો જોરથી માર્યો કે હાથ તરત અલોપ થઇ ગયો. જોરથી એક કારમી ચીસ સંભળાઇ.

કોઇનું પણ કાળજું કંપી ઉઠે એવો આ બનાવ બન્યો, છતાં છોકરાને તો બીક એ શું તેની સમજણ જ ન પડે! તે તો લઇ શીરો ને આવ્યો પેલા લૂટારૂઓ પાસે.

"કેમ? હવે બીક શું છે તે સમજાયું?"

"જરાકે નહિ!" છોકરો બોલ્યો.

---

* કબ્રસ્તાન=મુસલમાન લોકોનાં મુડદાં દાટવાની જગ્યા—સ્મશાન.

લૂટારૂ કહે, "ઠીક. સામે એક જૂનું ખંડેર દેખાય છે, ત્યાં જા. તને બીક શું છે તે જણાશે."

છોકરો ખંડેર આગળ ગયો. ત્યાં તેણે એક અંધારી જગ્યાએ જમીનથી ખૂબ ઉંચે એક ઘોડીયું લટકતું જોયું. ઘોડીયામાં એક બાળક સુતું સુતું રડતું હતું. આમ તેમ નજર કરી તો નજીકમાં જ એક સ્ત્રી ઉભી હતી. તે સ્ત્રી તેને કહે, "મને તારી ખાંધ ઉપર ચડી એ છોકરાને નીચે ઉતારવા દે."

સ્ત્રીએ તેની ખાંધ ઉપર ચડીને પેલા બાળકને લીધું. પણ પછી તે સ્ત્રીએ છોકરાને એટલા જોરથી પગની આંટી ભેરવી કે છોકરાના પ્રાણ રૂંધાવા લાગ્યા.

છોકરાનો મિજાજ ગયો. એકદમ માથું હલાવી તે એવો કુદ્યો કે પેલી સ્ત્રી અને છોકરૂં એક બાજુ પડી ગયાં. તે પણ ઉંધે માથે પડી ગયો.

થોડીક વાર રહીને કળ વળી એટલે તે બેઠો થયો. આમ તેમ નજર કરી તો પેલું છોકરૂં એ ન મળે ને પેલી સ્ત્રી પણ ન મળે!

અંધારામાં છોકરાએ કાંઇક ચળકતું જોયું. હાથમાં લઇને જુએ છે તો પેલી સ્ત્રીની એક સોનાની બંગડી હતી.

બંગડી લઇ તે ત્યાંથી નીકળ્યો. રસ્તામાં તેને એક મારવાડી ડોસો મળ્યો. તે કહે, "આ બંગડી તો મારી છે."

છોકરો કહે—"હવે રાખો. એ તો મારી છે."

ડોસો કહે—"ના; મારી છે."

છોકરો કહે,—" ચાલો આપણે કોટવાળ પાસે ન્યાય કરાવીએ."

બન્ને રાતોરાત કોટવાળ પાસે ગયા. કોટવાળે બન્નેની હકીકત સાંભળી બંગડી લઇ ઉંચે મૂકી. પછી બોલ્યો, " હાલ આ બંગડી સરકાર સ્વાધીન રહેશે. જે કોઇ એની જોડીની બંગડી મેળવી આપશે તેની માલીકીની આ બંગડી ઠરશે."

બન્ને જણા ત્યાંથી બહાર નીકળ્યા. છોકરો ત્યાંથી દરિયા કિનારે ગયો. ત્યાં દરિયામાં એક વહાણ હાલમડોલા થતું હતું. અંદરનાં માણસો કારમી ચીસો પાડતાં હતાં. છોકરો કહે— " અરે એ ! તમને બીક લાગે છે ? બીક કેવી છે ? "

પેલા કહે,—" અરે ભાઇ ! અમે ડુબી મરીએ છીએ. ખુદાને ખાતર બચાવ ! "

છોકરાએ તો કાઢ્યાં કપડાં, ને વાળ્યો કછોટો. પછી દીધી દરિયામાં દોટ !

તે વહાણ આગળ તરતો તરતો ગયો. અંદરના લોકો કહે,— " અરે ભાઈ ! આ કરમના ભોગ ફરી વળ્યા છે ! કોઇક અત્યારે અમારા વહાણને તળીયેથી ખૂબ હલાવે છે એટલે વહાણ બુડું બુડું થઈ રહ્યું છે."

છોકરાએ તરત દરિયામાં ડુબકી મારી. છેક ઉંડે જઇને નજર કરી તો એક સમુદ્રકન્યા એ વહાણને હાલમડોલા કરતી હતી ! એણે તો સમુદ્રકન્યાને પકડીને તેનો હાથ ઝટકાવી નાખ્યો. સમુદ્રકન્યા ત્યાંથી ભાગી ગઇ !

વહાણુ હાલતું બંધ થઇ ગયું. સડસડાટ કરતું ત્યાંથી ચાલ્યું ગયું.

છોકરો કિનારે આવ્યો. કિનારાથી થોડેક દૂર એક સુંદર બગીચો હતો. તેમાંના એક ઝાડ ઉપર ત્રણ કબુતરીઓ બેઠેલી હતી.

થોડીક વારમાં ત્ર કબુતરીઓએ દરિયાના પાણીમાં ડુબકી મારી. પછી બહાર નીકળી બગીચામાં આવી પોતાનું શરીર ખંખેર્યું. કબુતરી મટી ત્રણ સ્વરૂપવાન સુંદરીઓ બની ગઇ.

પહેલી બોલી,—" કબ્રસ્તાનમાં એક છોકરો શીરો શેકતો હતો. તેટલામાં કબરમાંથી એક હાથ બહાર નીકળ્યો. તેણે શીરો માગ્યો, પણ તે છોકરો જરાકે બ્હીન્યો નહિ. શાબાશ છે તે છોકરાને ! "

બીજી કહે,—" એક જુવાનની ખાંધ પર ચડી મેં તેને ખૂબ દાબ્યો. પણ જરાકે બ્હીન્યો નહિ. ધન્ય છે તેની હિમ્મતને ! "

ત્રીજી સુંદરી બોલી,—" અત્યારે હું એક વહાણુને સમુદ્રમાં ઝોલાં ખવરાવતી હતી. ત્યાં એક જુવાને આવી મને હાંકી કાઢી. શી તેની હિમ્મત ! ધન્ય છે તેને ! "

આ સાંભળી છોકરો બહાર આવ્યો અને બોલ્યો,– " હે સુંદરીઓ ! એ ત્રણે કામ કરનાર હું પોતે છું. તમારામાંની એક સ્ત્રીની સોનાની એક બંગડી મને જડી છે. મને બીજી તેની જોડની બંગડી આપશો ? "



કબરમાંથી એક હાથ બહાર નીકળ્યો ....પાન ૫૦
( ભૂત એટલે શું ! )

શ્રી સયાજીવિજય પ્રેસ–વડોદરા

પેલી રૂપસુંદરીઓ તે જુવાનને પોતાની સાથે એક ગુફામાં લઈ ગઇ. શી ત્યાંની શોભા ! હીરા, મોતી, માણેક, રત્નો, પન્ના, પોખરાજ, નીલમ, સોનું, રૂપું, બસ બધાના ઢગલે ઢગલા !

પેલી સ્ત્રીઓ કહે—" તું અહીં અમારી સાથે રહે. તને એક બંગડી તો શું, પણ જે જોઇએ તે આપીએ. તું અમને છોડીને હવે જઇશ નહિ. અહીં ખાઇપીને મજા કર."

પણ તે તો કહે,—" બીક એટલે શું ? મારે તો બીક જોવી છે. બીકને બતાવો તો રહું."

બીક ક્યાંથી બતાવાય ? છોકરો તો ત્યાંથી ચાલી નીકળ્યો. રસ્તે જતાં જતાં તે તો ખૂબ દૂર નીકળી ગયો. ચાલતાં ચાલતાં સવાર પડી.

સવારના પહોરમાં એક મોટા શહેરમાં આવી પહોંચ્યો. એક ખુલ્લી જગ્યાએ ગામના તમામ લોકો એકઠા થયા હતા.

તપાસ કરતાં જણાયું કે આ શહેરનો રાજા મરી ગયો છે. બાદશાહી કબુતર જેને માથે બેસશે તેને રાજ મળશે. આપણાવાળો જુવાન પણ આ તમાસો જોવા ઉભો રહ્યો.

પણ બાદશાહી કબુતર તો ઉડતું ઉડતું તેના જ માથે આવીને બેઠું !

બસ ! હવે બીજું શું જોઇએ ? તરત જ તેને રાજા બનાવી રાજગાદી ઉપર બેસાડવામાં આવ્યો.

પણ તેણે તો ત્યાં રહેવાની ચોકખી ના પાડી. તે કહે, " બીક એટલે શું ? મને બીક મળે તો જ રહું. નહિ તો રહું નહિ. "

રાણી કહે,—"તમને હું બીક બતાવીશ. હમણાં રહો."

છોકરો રોકાયો. રાત પડી. છોકરો રાજમહેલમાં છત્ર પલંગપર પોઢ્યો છે. પણ બીક શું એની ચિંતામાં તેને ઉંઘ આવતી નથી.

એટલામાં તેણે થોડાક નોકરોને ગુપચુપ એક મુડદું દાટવાની કફનની પેટી ત્યાં આણતાં જોયાં. નવો રાજા કહે, "અલ્યા, આ કફન કોને માટે છે?"

નોકરો કહે,—"આ શહેરનો રાજા દરરોજ સવારે મરી જાય છે. એટલે તેને માટે આ કફન તૈયાર રાખવું પડે છે."

રાજા કહે,—"ઠીક."

નોકરો કફન મૂકીને ચાલી ગયા. પછી પેલો છોકરો તો ઉઠ્યો. ઉઠીને પેલા કફનને પોતાની તરવારવતી તોડી નાખ્યું, અને તેલ છાંટી સળગાવી દઇ નીચે આંગણામાં ફેંકી દીધું!

સવારના પહોરમાં કફન પણ ન મળે ને આપણા રાજાજી તો જીવતા ને જાગતા! તે કાંઈ એમ ઓછા જ મરી જાય એવા હતા! આખા ગામમાં રાજા જીવતો રહ્યો છે એ વાત ફેલાઇ. લોકો તો ખુશ ખુશ થઈ ગયા. રોજ રાજા મરે એ કોને પરવડે?

પણ નવો રાજા તો તેની હઠ છોડે જ નહિ. તેને તો એક જ લઢણ લાગેલી: "મને બીક બતાવો. તે વગર અહીં રહુ નહિ."

રાણીએ એક યુક્તિ કરી. એક મોટો બંધ ઢાંકણુવાળો દાબડો રાજાની પાસે મૂક્યો, ને કહ્યું કે, "જવું હોય તો ભલે જાઓ, પણ આ દાબડામાંથી થોડુંક ખાવાનું ખાઇને જાઓ."

હા–ના કરતાં જુવાન ખાવાને કબુલ થયો.

રાણીએ એ દાબડામાં એક જીવતી કાબર પકડીને પુરેલી હતી. રાજાએ જેવો દાબડો ખોલ્યો કે તરત જ અંદરથી જોરથી ફડફડાટ કરતી કાબર ઉડીને નાઠી! આ ઓચીંતા ફડફડાટથી રાજા ચમક્યો, ને "ઓ બાપરે!" કરીને ચીસ પાડી ઉઠ્યો.

રાણી હસીને બોલી,—"કેમ? હવે બીક લાગી? બીક એટલે કોઇ પણ ચીજથી આપણા હૃદયને ધક્કો લાગે અને આપણે ચમકી ઉઠીએ તે!"

જુવાન બોલ્યો,—"વાત તો ખરી. મને આજે બીક લાગી ખરી! હવે સમજ્યો કે બીક એટલે શું!"

પછી તો તે પોતાના કરાર મુજબ ત્યાં રહ્યો ને પેલી રાણીને પરણ્યો.*

પોતાની ઘરડી માને તેણે પોતાના જૂના ઘરમાંથી ત્યાં બોલાવી લીધી ને તેને અમનચમનમાં રાખી.

પોતે રૂપાળી રાણી સાથે લાંબો વખત સુધી ખાધું–પીધું ને મજા કરી.

---

* મુસલમાન લોકોમાં વિધવા ફરીથી પરણી શકે છે. એટલે જૂના રાજાની વિધવા રાણીને નવો રાજા પરણ્યો તે કાયદેસર ગણાય.

## (૧૦) " કરો કેદ સૌ કણબાને ! "

જૂના વખતમાં એક સુલતાનના રાજ્યમાં કોઈ કણબીને સુલતાન પાસે કોઈ બાબતસર ફરીયાદ કરવાનું થયું.

હવે સુલતાનને રોજ ખાવાપીવાનું ખૂબ, અને મનગમતું મળે, પણ અંગકસરતમાં કાંઇ જ નહિ, એટલે તેમના શરીરમાં ચરબી વધારે હતી. તેનું પેટ બહુ મોટું થઈ ગયેલું. આથી તેની ફાંદ (ડુંટી) બહાર દેખાય એમ જણાતી હતી.

કણબી સુલતાન પાસે જઇને કાંઇ પણ તાજીમ તવાજા કે સલામ કર્યા વગર એકદમ ફરીયાદ કરવા લાગ્યો.

સુલતાન બહુ ગુસ્સે થયો અને બોલ્યો, "બેવકુફ! સલામ નથી કરતો ? દરબારી રીતમાં બિલકુલ સમજતો નથી ? એકદમ આ કણબીને કેદ કરો !"

સુલતાનના હુકમનો તરત અમલ કરવામાં આવ્યો. ગરીબ બિચારો કણબી કેદમાં પડ્યો.

આ વાત એને ઘેર પહોંચી એટલે કણબીનો બાપ સપાટાબંધ મહેલમાં ગયો.

સુલતાન પાસે જઈને બોલ્યો, "ઓ સુલતાન છાબ! મારો દિકરો તો ગધેડો છે. એણે તને સલામ ન કરી તો દીસતો રહ્યો. આ લે હું સલામ કરૂં. એ આ એક સલામ તને, અને બીજી તારી આ મોટી ફાંદને! હવે તો થયું?"

સુલતાનનો મિજાજ એકદમ જતો રહ્યો. તેણે ગુસ્સે થઈને આ કણબીને પણ કેદ કરાવ્યો.

આ વાત જ્યાં ગામમાં પહોંચી કે તુરત તેનો બાપ (પહેલા કણબીનો દાદો) સપાટાબંધ સુલતાન પાસે ગયો અને બોલ્યો,–" ઓ સુલતાન છાબ! એ મૂરખો મારો દિકરો અને તેનો દિકરો અક્કલ વગરના છે. જો છાબ! તને તો સલામ જરૂર કરવાની ખરી, પણ તારી ફાંદ પર શું આગ મૂકવી હતી!"

સુલતાને જોયું કે આ તો વળી પેલાથી પણ વધારે બેવકુફ હતો, એટલે તેને પણ કેદ કરાવ્યો.

આ વાત ઘેર પહોંચી એટલે કણબીનો દૂધ ભાઈ સુલતાન પાસે ગયો. બરાબર રીત પ્રમાણે સુલતાનને સલામ કરી પેલા ત્રણેને છોડી મૂકવાની આજીજી કરી.

સુલતાન આ માણસની રીતભાતથી ખુશ થયો અને પૂછ્યું કે તું એમનો શો સગો થાય?

તેણે કહ્યું, "હું તેનો દૂધભાઇ થાઉં."

રાજાએ પૂછ્યું, "દૂધભાઇ એટલે શું?"

પેલા ડાહ્યાએ હવે ડહાપણ ડહોળ્યું કે, "સુલતાન છાબ! જાણે કે તારો બાપ મરી જાય, અને પછી તારી મા હોય તે બીજાને ત્યાં નાતરે જાય, અને પછી તેને જે છોકરાં થાય એ તારા દૂધ ભાઈ—"

સુલતાનના ક્રોધની હવે સીમા રહી નહિ. તેણે એકદમ ક્રોધે ભરાઇને પેલા માણસને કહ્યું, "બેવકુફ ગદ્ધા! શું મારો બાપ મરી જાય ત્યારે મારી મા નાતરે જાય? અને તે તું મને મારે મોઢે કહેનારો! એકદમ આ મૂરખાને કેદ કરો.

બિચારા આ દૂધભાઇને પણ કેદ કરવામાં આવ્યો.

કણબી મહાજનમાં આ સમાચારથી હાહાકાર થઇ રહ્યો. બધા એકઠા મળી દિવાનને બંગલે ગયા.

નાગર બ્રાહ્મણ દિવાન હતો. બહુ ઠરેલ ને સમજુ માણસ હતો. તેણે કણબીઓને સલાહ આપી કે સુલતાનની આગળ આડુંઅવળું બોલી ત્રણે કણબી નાહકના સજા પામ્યા છે. હવે સુલતાનની બેગમ પાસે જાઓ, અને તેને સમજાવો તો કાંઈ નિકાલ આવે.

કણબીઓનું ધાડું ચાલ્યું રાણીવાસ તરફ.

રાણી (બેગમ) ઝરૂખે આવી.

કણબીઓ બોલ્યા, "હે બેગમ છાબ! સુલતાન તો અમારો ધણી એટલે તે તો ગમે તેમ કરે. પણ તું સુલતાનની વહુ એટલે અમારા ધણીની વહુ. માટે તું તો અમારી ધણીયાણી થઈ, માટે તું અમને છોડાવ!"

બેગમને ધણીયાણી કહેવાથી એવો ક્રોધ ચડયો કે તાબડ-તોબ તેણે એ વાત સુલતાનને કરી.

સુલતાને એકદમ હુકમ કાઢયો કે "કરો કેદ સૌ કણબાને! એ બેવકુફો બધા જ ગમાર છે."

દિવાને બહુએ સમજાવ્યો, પણ સુલતાન એકનો બે થયો નહિ. બિચારા બધા કણબીઓ કેદમાં પુરાયા.

પણ પછી મુશિબત શરૂ થઈ. કણબી વગર અનાજ કોણ વાવે? લણે કોણ? સખત તાપમાં કે મારામારના વરસાદમાં, શિયાળાની કડકડતી ઠંડીમાં કે ઉનાળાની ઉની લૂમાં ખેતરમાં આ મહેનતુ જાત શિવાય કોણ સખત વહીતરૂં કરે?

થોડા દિવસમાં તો બધે કાળો રોળ વળી ગયો. સુલતાન પણ ગુંચવાયો.

આખરે દિવાને સલાહ આપી કે એ બહાદુર અને મહે-નતુ કોમ વગર જગત્ નભે જ નહિ. આપણું રાજ્ય અને સંપત્તિ આપણા ખેડુતોપર જ આધાર રાખે છે. તેમના વગરનું રાજ સંભવે જ નહિ. તેઓ ગરીબ અને અજ્ઞાન હોવાથી આમ બોલે છે, બાકી તેમના પેટમાં તો જરાકે પાપ નથી.

સુલતાનને આ વાત ગમી. તેણે તમામ કણબીઓને છોડી મૂકયા. એટલું જ નહિ પણ તમામને ઈનામ આપી ખુશ કર્યા.

# (૧૧) પાટલીપુત્ર

ગંગા નદીને કાંઠે હિમાલયની નજીક કનખલ નામનો પવિત્ર પ્રદેશ છે. ત્યાં આગળના વખતમાં એક બ્રાહ્મણ રહેતો હતો. તેને ત્રણ છોકરા હતા.

કાળબળે કરીને બ્રાહ્મણ મરી ગયો.

તેના ત્રણે છોકરા રાજગૃહ નામના ગનરમાં વિદ્યાભ્યાસ કરવા ગયા.

ભણી ગણીને તેઓ ચિંચિની નામના એક નગરમાં ગયા. ત્યાં એક કુળવાન બ્રાહ્મણને ત્રણ કન્યાઓ હતી. એ ત્રણે કન્યાઓનાં લગ્ન આ ત્રણ બ્રાહ્મણ કુમારો સાથે કરવામાં આવ્યાં.

એક વેળા તે પ્રદેશમાં અગાઉ કદી નહિ દીઠેલો એવો મહા ભયંકર દુકાળ પડયો. લોકોને અનાજને અને દાંતને વેર થઇ પડયાં. પેલા બ્રાહ્મણકુમારોની દુર્દશાનો પણ પાર રહ્યો નહિ.

તેઓ ભણેલા ખરા, પણ ગણેલા નહોતા. અચાનક આવી પડેલી આપત્તિથી તેમના ગભરાટનો પાર ન રહ્યો. પોતાની પરણેલી સ્ત્રીઓને તજી એ કાયર બ્રાહ્મણ કુમારો પરદેશ નાસી ગયા.

તે બ્રાહ્મણ કન્યાઓનો બાપ પણ મરણ પામ્યો હતો એટલે તેમને હવે શું કરવુ એ સવાલ થઇ પડયો.

આખરે તેમના બાપના એક મિત્ર યજ્ઞદત્તને ત્યાં તેઓ ગયાં. તેમને ત્યાં ત્રણેને આશ્રય મળ્યો.

યજ્ઞદત્તના ઘરમાં વચલા બ્રાહ્મણકુમારની પત્નીને પુરા દહાડા થયેલા, એટલે એક પુત્ર અવતર્યો.

ત્રણે બ્હેનોને એ નાનકડો બાળક આંખની કીકીથી પણ વધુ વહાલો થઇ પડયો. અપાર હેતથી ત્રણે તેનું જતન કરવા લાગી.

એક વેળા આકાશમાં શિવ પાર્વતી વિમાનમાં બેસીને ફરતાં હતાં. પાર્વતીજીએ પેલા રૂપાળા બાળકને જોયો. તેઓ તેના પર પ્રસન્ન થયાં. મહાદેવજીને કહ્યું કે, આ બાળક મને બહુ ગમે છે. તમે એનું કલ્યાણ કરો.

મહાદેવજી કહે, “એ બાળક આગલા જન્મમાં મારો બહુ મોટો ભકત હતો. એ જ મુજબ આગલા જન્મમાં તેની સ્ત્રી હતી તે પણ મારી ભકત હતી. એ સ્ત્રીએ મહેન્દ્રવર્મા નામના એક રાજાની કુંવરી તરીકે હાલ અવતાર ધારણ કર્યો છે. તેનું નામ પાટલી છે. મારો ભકત અહીં અવતર્યો છે. તેનું નામ પુત્રક પડશે. હું તેને વરદાન આપું છું કે આજથી તે જ્યારે સુઇને ઉઠશે ત્યારે તેની પથારીના ઉશીકા તળેથી દરરોજ હજાર સોનૈયાની ભરેલી એક થેલી નીકળશે.”

શિવ પાર્વતીજી તો એમ વાતચીત કરી ત્યાંથી જતાં રહ્યાં. ત્રણે બહેનોને તે રાત્રે ઉપરની વાતચીતનું સ્વપ્નું આવ્યું.

સવારે પારખું કરવાં તેમણે બાળકની પથારી તળે જોયું તો ખડીંગ કરતી સોનૈયાની થેલી નીકળી. તેમના આનંદનો પાર ન રહ્યો. એ બાળકનું નામ તેમણે પુત્રક પાડયું.

દહાડે દહાડે પુત્રકની દોલત વધતી ગઇ. તે જ્યારે મોટો થયો ત્યારે પોતાના ધનના ભંડારવતી તેણે એક રાજ્ય ખરીદ્યું ને ત્યાં રાજા બની પોતાની માતાઓ સાથે આનંદથી રહેવા લાગ્યો.

પણ તેના બાપ ને કાકા કયાં હશે? તેને બહુ મુંઝવણ થતી. એ મુંઝવણ ટાળવા તેણે એક યુકિત રચી. સવારના પહોરમાં વિદ્વાન બ્રાહ્મણોને તેણે છૂટે હાથે દાન આપવા માંડયું.

દેશ દેશમાં તેની કીર્તિના ડંકા વાગ્યા. ગામેગામથી વિદ્વાન બ્રાહ્મણો ત્યાં આવવા લાગ્યા. એક વખત એ જ રીતે તેના પોતાના બાપ ને કાકા પણ આવી ચડયા. અરસપરસ ઓળખાણ થયું. જુવાન રાજા હરખાતો હરખાતો તેમને પોતાના મહેલમાં લઇ ગયો. ત્યાં બધાં ખુશીથી રહેવા લાગ્યાં.

પણ જેટલો એ જુવાન રાજા ભોળો ને ભલો હતો, એટલા જ તેના બાપ ને કાકા કપટી હતા. તેમણે રાજાને મારી નાખી તેનું રાજ પચાવી પાડવાનો વિચાર કર્યો. પણ તેમનું કાવતરૂં પકડાઇ ગયું. રાજા બચી ગયો અને પ્રધાનોએ રાજાના બાપ અને કાકાને મારી નાખ્યા.

રાજાનો જીવ ઉદાસ થઇ ગયો. તેને ત્યાં રહેવું ન ગમ્યું.

એક વખત તે વિંધ્યાચળ પર્વતની ખીણોમાં શિકાર કરવા ગયો હતો. ત્યાં બે રાક્ષસોને લડતા જોયા.

તેમને કારણ પૂછતાં જણાયું કે તેમના તરફથી ત્રણ અદ્‌ભુત ચીજો તેમને વારસામાં મળી હતી. એક અક્ષયપાત્ર હતું. તેમાંથી જ્યારે જેટલું માગે ત્યારે તેટલું તૈયાર જમવાનું નીકળે. કદી ખૂટે જ નહિ !

બીજી પવનપાવડીની જોડી હતી. એ પવનપાવડી પહેરી, કે જ્યાં જવું હોય ત્યાં આંખના પલકારામાં ઉડીને જવાય. કોઇ રોકી ન શકે.

ત્રીજી એક ચમત્કારી લાકડી હતી. એ લાકડીમાં એવો ગુણ હતો કે તેના વડે જમીન ઉપર કલ્પના કરીને નકશો ચીતરો કે પછી જોઈએ તેવો મહેલ આંખના પલકારામાં તૈયાર થઇ જાય. કડીયા કે સુતાર, લુહાર કે મજુર, સ્થાપત્ય કામદાર કે નકશા ચીતરનાર, કોઈની જરૂર નહિ ને કશી કડાકુટે નહિ !

રાજા કહે, " તેમાં લડો છો શું કરવા ? તમે અહીં દશ ગાઉ દોડવાની સરત કરો. દસ ગાઉ જવું ને ત્યાંથી અહીં પાછા મારી પાસે આવવું. જે પહેલો આવશે તેને ત્રણે ચીજો મળશે. હું તમારો સાક્ષી. અહીં ત્રણે ચીજો મૂકીને માંડો દોડવા !"

બન્ને જણા અક્કલના બારદાન હતા. તેઓ દોડયા ! રાજાએ પગમાં પવનપાવડીઓ પહેરી લીધી, અને હાથમાં અક્ષયપાત્ર અને મંત્રેલી લાકડી લઈ લીધી.

ત્યાંથી રાજા ઉડયો તે જાય એક અજાણ્યા નગરમાં ! રાક્ષસો પાછા આવીને જુએ તો કોઇ ન મળે ! તેઓ સમજી ગયા કે એ લુચ્ચા માણસે આપણને બનાવ્યા ! પણ હવે શું કરે ?

આ બાજુ રાજા તે નગરની એક માળણને ત્યાં થોડા દહાડા રહ્યો. માળણ કહે, " ભાઈ ! તારે શોભે એવી એક રૂપવતી કન્યા અમારા રાજાજીને છે. તે કુંવરીનું નામ છે પાટલી."

રાજાને તે કુંવરી મેળવવાની રઢ લાગી. માળણની ગોઠવણથી તે રાતના કુંવરીને મહેલે ગયો. પાટલી પણ પુત્રકને જોઈ રાજી થઈ ગઈ. અરસપરસ એક બીજાને પરણવાના કોલ અપાયા.

પણ એટલામાં વાત પકડાઈ ગઈ. રાજા પુત્રકને કેદ પકડી તે નગરના રાજા મહેન્દ્રવર્મા (રાજકુંવરીના બાપ) પાસે ખડો કરવામાં આવ્યો.

રાજાએ પુત્રકને સખત કેદની સજા કરી.

પુત્રકે પગમાં પોતાની પવનપાવડીઓ પહેરી અને ઉડયો.

રાજકુંવરીના મહેલમાં જઈ તેને પોતાની સાથમાં લીધી. આંખના પલકારામાં નગરમાંથી પસાર થઈ ઘણે દૂર નીકળી ગયો.

ફરતાં ફરતાં ગંગાજી કાંઠે આવ્યાં. ત્યાંની રમણીય શોભા જોઇ રાજકુંવરી પાટલીનું મન બહુ આનંદ પામ્યું.

પોતાની વહાલી રાણીને એ જગા ગમતી હતી તે જોઈ રાજા પુત્રકે ત્યાં પોતાની ચમત્કારી લાકડીવતી એક વિશાળ ને રમણીય નગરની રચના કરી.

પોતાના ઓશીકા તળેથી નીકળતી સોનામહોરોવતી ત્યાં માણસો ને શહેર વસાવ્યું. એ રમણીય નગરની દેશદેશમાં કીર્તિ ફેલાઈ ગઇ.

પોતાની રાણીનુ અને પોતાનું નામ અમર કરવા રાજાએ એ નગરનું નામ પાટલી + પુત્રક=પાટલીપુત્ર પાડયું.

પ્રાચીન કાળમાં પાટલીપુત્ર બહુ પ્રખ્યાતિ પામેલું હતું. તે વેળાએ પાટલીપુત્ર એ મગધ દેશનું પાટનગર હતું. હાલનું પટણા એ જ તે કાળનું પાટલીપુત્ર એમ ઇતિહાસ લખનારાઓ કહે છે. આજે તેનાં પ્રાચીન ગૌરવ રહ્યાં નથી એ કાળનો પ્રતાપ છે.

# (૧૨) તમારી છોકરી પરણાવો

વડોદરા નામે એક મોટું શહેર છે. તેમાં નરસિંહજીનું મોટું મંદિર આવેલું છે. એ મંદિરના આંગણે એક મોટી ઉંચી દીપમાળ આવેલી છે. દીપમાળ એટલે ઉંચા મીનારા જેવું મકાન.

એ દીપમાળના ભોંયતળીયાના ભાગમાં એક ઉંદર અને ઉંદરડી એક દરમાં રહેતાં હતાં. તેમને એક નાનું ઉંદરનું બચ્ચું હતું.

એ બચ્ચું જ્યારે મોટું થયું ત્યારે તેણે વિચાર કર્યો કે હવે પરણવાનો વખત પાસે આવી લાગ્યો છે. આપણે કન્યા શોધી કાઢવી જોઇએ.

ઉંદરના બચ્ચાએ ખૂબ વિચાર કરીને નક્કી કર્યું કે બસ! આપણે તો દુનિયામાં સૌથી વધારે મોટું હોય તેની છોકરી પરણવી. આપણે કાંઇ આપણી જ નાતમાં પરણવું છે એમ નથી.

એમ નક્કી કરી બીજે દહાડે તે ઇંદ્ર મહારાજની પાસે સ્વર્ગમાં ગયો. ત્યાં જઇ ઉંદર બોલ્યો,–"મહારાજ મને તમારી છોકરી ઇંદિરાગવરી પરણાવો, કારણ મારે દુનિયામા સૌથી મોટા પુરૂષના જમાઇ થઈને નામ કાઢવું છે."

હવે ઇંદ્ર મહારાજે તો પોતાની પુત્રીને ધ્રુવકુમાર સાથે પરણાવી દીધેલી હતી; પણ ઉંદરને બરાબર સમજણ આપવા માટે તેને કહ્યું કે, "મારાથી મોટા સૂર્યદેવ છે, માટે તું સૂર્ય પાસે જા."

ઉંદર સૂર્યદેવ પાસે ગયો અને સૂર્યકુમારી સાથે પરણવાની માગણી કરી. સૂર્યદેવે કહ્યું—"મારાથી મોટાં વાદળાં છે. માટે તું તેની પાસે જા. વાદળામાં મને પણ ઢાંકી દેવાની શકિત છે."

ઉંદર ગયો વાદળાં પાસે. વાદળાંઓએ કહ્યું કે, "જો ભાઇ, મારાથી મોટા છે વાયુદેવ. કારણ તે મને વીખેરી ખસેડી મૂકે શકે છે. માટે જા તું તેમની પાસે."

ઉંદરભાઇ વાયુદેવ પાસે ગયા. તેમની છોકરીની માગણી કરી.

વાયુદેવ બોલ્યા, "શી વાત કરૂં, ભાઈ! મારાથી મોટા નથી એમ નથી! જો; દીપમાળ જેવા ઉંચા મિનારા મને પણ દાદ નથી દેતા. હું ફુંકી ફુંકીને થાકી જાઉં છું પણ સેંકડો વરસથી તેઓ એમ ને એમ રહે છે. માટે જા, તેની છોકરી જઇને પરણ."

ઉંદર આવ્યો પોતાના રહેઠાણવાળી દીપમાળમાં. દીપમાળને તેણે કહ્યું કે "મને તમારી છોકરી પરણાવો; કારણ કે મારે સૌથી બળવાન હોય તેની છોકરી પરણવી છે."

દીપમાળે કહ્યું, "મારાથી પણ વધારે શકિતવાન પ્રાણી આ દુનિયામાં વસે છે. ઉંદરડાઓ મને તળીએથી પોકળ બનાવી દઈ પાયો કોતરી ખાય છે. હું વાયુદેવને દાદ નથી દેતો, પણ એ ઉંદર આગળ મારૂં કાંઇ નથી ચાલતું. માટે મારાથી શકિત-વાન તો ઉંદરો છે."



ઉંદરડીએ શરમાઇને પરણવાની હા પાડી. તેમનાં લગ્ન....થયાં.

—પાન ૬૫

( તમારી છોકરી પરણાવો )

શ્રી સયાજીવિજય પ્રેસ-વડોદરા

ઉંદરે વિચાર કર્યો કે આમ બાબત છે. મારી જાતના માણસો સૌથી બળવાન છે. માટે ચાલ રામ! આપણી જ નાતની કોઇ સારી રૂપાળી કન્યા શોધી કાઢીએ.

દીપમાળના એક ખુણાના દરમાં એક આબરૂદાર ઉંદર રહેતો હતો. તેને એક કન્યા હતી. હવે આ ઉંદરડીબાઇ તો મૂળથી જ આપણા ઉંદરભાઇની ઉપર મોહી પડેલા હતાં. પણ ઉંદરભાઇ દાદ નહોતા દેતા. પણ હવે વાત બદલાઈ ગઇ હતી.

ઉંદરે પોતાના મનની વાત કુમારી ઉંદરડીબાઇને કહી સંભળાવી. ઉંદરડીએ શરમાઈને પરણવાની હા પાડી. તેમનાં લગ્ન ધામધુમથી કારતક શુદી પુનમે થયાં. તમે આવ્યા હોત તો તમને પણ મૂળાનું શાક ને કંસારનું જમણ મળત!

# (૧૩) બધડમશાનું દીવાળું

કહે છે કે વાણિયા અને ગધેડાં, એ બેની ચિંતા ભગવાનને પણ કરવી પડતી નથી. હડહડતો દુકાળ પડયો હશે તો પણ ગધેડું બનતાં સુધી બહુ દુબળું નહિ પડે. છાલાં, ડાંગરનાં કુશકાં, ઘાસનાં ફેંકી દીધેલાં તણખલાં, અને છેવટે કાગળના ડુચા કે ઉકરડાના કચરાના ઉપર પણ તે પોતાનો ગુજારો કરી લેશે.

અને વાણિયો ! તેનું પણ એમ જ સમજવાનું. વાણિયા એટલે તો ડાહી માના દીકરા ! આફતમાંથી પણ પોતાનો રસ્તો વાણિયાભાઈ કેમ કાઢી શકે તેની આ વાત છે.

બધડમશા નામનો એક વાણિયો હતો. એમનો વેપાર ધમધોકાર ચાલે. એમની શરાફી પેઢી ઉપર દરરોજ એટલો તો ધંધો થીકે કે રસ્તે જનાર પણ કહે કે, અહો શું બધડમશા શેઠને ત્યાં લક્ષ્મીની રેલમછેલ છે !

પણ લક્ષ્મીનો સ્વભાવ ચંચળ અને અસ્થિર છે એ કોણ નથી જાણતું ? બધડમશા શેઠનો વેપાર જતે દહાડે ઘટમાં પડયો. તેમની વેપારી આંટ ઓછી થવા માંડી !

બધડમશા હતા ચાલાક. ખુબીબંધ ધંધો હાંકયે રાખતા. ઘડપણનો વખત, અને ધંધામાં ભારે ખોટ, છતાં સુકા દમ ઉપર કામ લેવાનું. એ તે કયાં સુધી નભે ?

બધડમશા શેઠની ખાતરી થઇ ગઇ કે આમ ને આમ જો થોડોક લાંબો વખત ચાલ્યું તો પછી દીવાળું કાઢવાનો વખત આવશે. એટલું જ નહિ પણ જન્મારાની આબરૂ સાથે તમામ કમાણી પણ છૂ થઇ જશે. બૈરી છોકરાંનો રઝળી રખડીને દહાડા પુરા કરતાં પણ આરો નહિ આવે.

બધડમશાના ચતુર ભેજામાં એક અજબ વિચાર આવ્યો. તે તેમણે અમલમાં મૂકયો.

*　　　*　　　*　　　*

થોડા દિવસમાં આખા ગામમાં વાને વેગે વાત ચાલી કે બધડમશા શેઠની માંદગી ગંભીર થઇ પડી છે. તેમને શ્વાસ ઉપડવાની તૈયારી થઇ ગઇ છે. વૈદોએ પણ આશા મૂકી દીધી છે. રોજ લોકોનાં ટોળેટોળાં શેઠની ખબર જોવાને આવવા લાગ્યાં.

બધડમશા શેઠે એક દિવસે સાંજના પોતાના વકીલને બોલાવ્યા. બધા લોકોના દેખતાં કાંસતાં કરાંઝતાં તેમણે પોતાનું વીલ (મૃત્યુપત્ર) કરાવ્યું. તેમાં બે લાખ ગગાની માને, પાંચ લાખ ગગાને, દસ હજાર ગગીને, પાંચ હજાર ગગીનાં છોકરાંને, પચીસ હજાર ગામમાં ધર્મશાળા ને કુવો બાંધવા, એક લાખ રૂપિયા પોતાના ભાઇના છોકરાને, અને બીજા દસ હજાર નોકર, નફર, વકીલ, દુકાનના મુનીમ, ગુમાસ્તા, પેઢીના નોકર, ચાકર, વગેરેને માટે બક્ષિસના લખાવ્યા!

આમ બધડમશાએ લાખોની રકમનું મૃત્યુપત્ર કરાવ્યું. આખા ગામમાં બધડમશાની વાહ વાહ થવા લાગી.

જે જીવતાં ચામડી તુટે પણ દમડી ન છુટે એવો મકખી-ચુસ શેઠ ગણાતો, તેની અંતકાળે બુદ્ધિ ફરી ત્યારે હજારોની

રકમ ધર્માદામાં અપાઇ એ વાત કેમ ઢાંકી કહે? આખા ગામની ખાતરી થઇ ગઇ કે બઘડમશાની નાણાંની સ્થિતિ ખૂબ સલામત છે.

ધીમે ધીમે લોકો વિશ્વાસ બઘડમશાની પેઢી ઉપર ફરી પાછો એટલો બધો વધી ગયો કે લોકો વ્યાજ ઓછું મળતું છતાં નાણાની સલામતીને ખાતર પોતાનાં નાણાં ત્યાં જ વ્યાજે મૂકતા. આમ તેમની પેઢીનો ધંધો પાછો સારી રીતે ધીકતો થઇ ગયો. બઘડમશાનું કામ થઇ ગયું.

બઘડમશાની તબીયત પણ સારી થઇ થઇ હતી. બઘડમશા મરણપથારી ઉપરથી ઉઠ્યા તે પ્રભુએ સહાય કરી એમ લોકો માનવા લાગ્યા. તેમની આબરૂ પહેલાં હતી તેનાથી બેવડી થઇ ગઇ હતી.

પણ બઘડમશા પોતે પોતાની પોલ સારી રીતે જાણતા હતા. પોતે કેટલામાં છે તે બરાબર સમજી ગયા હતા. તેમણે વિચાર કર્યો કે અત્યારે સારો લાગ છે. લાંબા ઉજાગરા કરી ચોપડાઓમાં ગડમથલ કરી બધું કામ કાયદેસર કરી એક દહાડો બઘડમશા શેઠે ચાદર ઓઢી લીધી!*

તેમની પેઢીએએ ખંભાતી તાળાં વસાયાં. રાંડીરાંડો, ગરીબગુરબાં, આખો જન્મારો વહીતરૂ કરીને પેટે જંપીને ન ખાતાં ધન એકઠું કરી બઘડમશાને ત્યાં વ્યાજે મૂકનાર સાધારણ સ્થિતિનાં માણસો, કારકુનો, કારીગરો, સીપાઈ સફરાં,

---

* ચાદર ઓઢવી એટલે દીવાળું કાઢવું તે.

એ બધાનું સત્યાનાશ વળી ગયું. બઘડમશાની આબરૂને લીધે કોડીબંધ વેપારીઓએ તેમને અંગઉધાર, ને બીજી રીતે ધીરેલી હજારો રૂપીયાની રકમોનો ઘાણ નીકળી ગયો. આખા ગામમાં, ને જ્યાં જ્યાં બઘડમશાના છાંટા ઉડેલા, તે તમામ ઠેકાણે લોકો હાય ખાઈ ગયા.

બઘડમશાએ પોતાનું તળીયું ટાઢું કર્યું હતું. બૈરાં છોકરાં માટે ખુબીબંધ પાંચ છ લાખની રકમ જુદી મૂકી લોકોનું નિકંદન કાઢી નાખ્યું હતું. તે માંદા પડયા ને વીલ કર્યું એ નર્યો ઢોંગ હતો. જેટલી રકમનું વીલ કર્યું એટલા દોકડા પણ તે વેળા બઘડમશા પાસે નહોતા.

એ રીતે પોતાની આંટ વધારી બધાંને સામટી પોક મૂકાવી પોતે માલદાર બનાવાનો તેમણે તાગડો રચ્યો હતો ને તેમાં ફાવ્યા હતા.

# (૧૪) લાકડાની લાડી

પ્રયાગરાજ નગરમાં ગંગા નદીને કાંઠે દર વર્ષે મોટો મેળો ભરાય છે.

સેંકડો વર્ષો અગાઉ તે મેળામાં એકઠી મળેલી લાખો માણસની મેદનીમાં એક બહુ જ રૂપાળો પોપટ ખરીદવા એક રાજકુમાર ઉભો હતો. બરાબર તે જ વખતે એક બીજા દેશની રાજકુમારી પણ ત્યાં આવી પહોંચી.

પોપટ એવું તો મીઠું મીઠું બોલતો કે પેલો રાજકુમાર કહે, ગમે તે આપું. પણ એ પોપટ તો હું જ લઉં.

રાજકુંવરી કંઇ જાય એવી હતી? તેનામાં તો રાજહઠ, સ્રીહઠ ને બાળહઠ ત્રણેનો જમાવ હતો! તે કહે, મારા બાપનું આખું રાજ આપું પણ પોપટ તો હું જ ખરીદું!

બન્નેની હોંસાતોંસીમાં ખરો તડાકો પોપટના વેચનારને પડયો. પાંચ પચાસના પોપટની તેણે હજાર સોનામહોરો માગી.

રાજકુમાર કહે, "તૈયાર છું."

કુંવરી કહે, "આ લે હું સવા હજાર દઉં."

રાજકુમાર કહે, "આવી જા, હું દોઢ હજાર આપવા તૈયાર છું."

કુંવરી મ્હોં મચકોડીને બોલી,–"મારા બાપને ત્યાં શું કમીના છે ? લે ને બે હજાર !"

કુંવર કહે,–"ત્યારે મારા પાંચ હજાર !"

કુંવરી કહે,–"દસ હજાર ! પણ એ પોપટ હું લઉં ત્યારે જ જંપું !"

પચાસ કે સો રૂપિયાના પોપટની દસ હજારથી પણ વધુ સોનામહોર આપવી એ ચોકખું ગાંડપણ હતું. રાજકુમાર આખરે હાર્યો. તે ત્યાંથી પાછો ફર્યો. ક્રોધથી તેનું આખું મ્હોં લાલચોળ થઇ ગયું હતું. તે થરથર ધ્રુજતો હતો. કુંવરીના મ્હોંપર આનંદ ને વિજયનો હરખ ચોકખો જણાઇ આવ્યો. તે ખડખડાટ હસી પડી.

રાજકુંવર જતાં જતાં બોલ્યો,–"કુંવરી ! જો તમારા જેવી રાણી મળે કની, તો લગનની રાત્રે જ તજીને જતો રહું, એટલી તમારા ઉપર ચીડ ચડે છે !"

કુંવરી કયાં ઉતરે એમ હતી ? તે તડુકીને બોલી,– " કુંવરજી ! જરા સાંભળતાં જાઓ ! જો તમારા જેવા વર મળે કની, તો છ મહિના સુધી ખાટલે સુવાડીને દાળભાત એકલાં જ ખવડાવું ને બધો મિજાજ નરમ કરી નાખું ! મને જેવી તેવી ન સમજતા સમજ્યા ? "

ઉપરની વાતને એક બે વરસ વહી ગયાં. નશિબજોગે બન્યું એવું કે જે કુંવરીની ઉપર વાત કરી તે કુંવરીનાં લગ્ન પેલા જ કુંવર સાથે બન્નેનાં માબાપે ધામધુમથી કર્યાં ! માબાપોને છોકરાંઓની આ વિચિત્ર પ્રતિજ્ઞાઓની ખબર નહોતી.

કુંવરીના બાપના નગરમાં લગ્ન થઇ ગયા પછી જ્યારે રંગમહેલમાં કુંવરી કુંવરની રાહ જોતી બેઠી હતી તે જ વખતે કુંવરે જરૂરના કામે બહાર જઈને આવું છું એમ બ્હાનું કાઢ્યું. તે નગરની બહાર જતો રહ્યો. ગયો તે ગયો. પાછો આવ્યો જ નહિ!

છેવટે જાન તો જતી રહી. કુંવરના બાપે ઘણું સમજાવ્યું, પણ રાજકુંવર પોતાના નગરમાં કુંવરીને બોલાવવાને આણું મોકલે જ નહિ. રાજકુંવરનાં માતપિતા ઘણું ઘણું સમજાવે, પણ રાજકુમાર એકનો બે થાય જ નહિ.

રાજકુંવરી તેનું ખરૂં કારણ સમજતી હતી. પણ તેને જરાકે પસ્તાવો થતો જણાતો નહોતો.

મહિના નહિ, પણ વરસો વીતવા લાગ્યાં. કુંવર ને કુંવરી ધામધુમથી પરણ્યાં એટલું એ જ. પછી એક બીજાનું મ્હોં જોવાની પણ વેળા ન આવી.

* * *

એક વખત રાજકુંવરની માતાની પાસે એક લાકડાની પૂતળી આવી. એ લાકડાની પૂતળી રૂપાળા રંગથી રંગેલી હતી. તે આખી સ્ત્રી જેવડા આકારની હતી. ખૂબી તો એ હતી કે એ પૂતળીને વાચા હતી. માણસના જેવું જ બોલે, ચાલે, ખાય, પીએ ને મજા કરે. રાણીની પાસે તેણે નોકરી માગી. રાણીએ તેને હસતાં હસતાં નોકરીમાં રાખી.

તે પૂતળીનું નામ મહેલના લોકોએ 'લાકડાની લાડી' પાડ્યું.

લાકડાની લાડીએ રાણીજી સાથે બે સરત કરી હતી. એક તો એ કે, હું કદી રાંધીશ નહિ. બીજી સરત એ કે હું કદી કોઇના પણ ઓરડામાં સુઇશ નહિ. માત્ર મારા માટે જે ખંડ મને આપ્યો હશે ત્યાં જ સુઈશ. એ બે સરત કબુલ હોય તો જ રહું.

રાણીએ બન્ને સરતો ખુશીથી કબુલ રાખી.

વખત જતાં લાકડાની લાડી તો આખા રણુવાસની માનીતી થઈ પડી. બોલવે ચાલવે એવી તો ચતુર, કામકાજમાં એવી તો પાવરધી, અને બધી રીતે એવી તો હોંશિયાર કે બધાને તે ગમે. સ્વભાવની પણ તેટલી જ માયાળુ. રાણીની તો આંખની કીકી સમાન થઈ પડી. રાજા પણ અવારનવાર તેના ઉપર રાજી થઇ તેને જાત જાતની ભેટો આપે.

અને રાજકુમાર ! તેને ઘડી વાર પણ લાકડાની લાડી વગર ચાલે જ નહિ ! લાકડાની લાડી તો તેના જીવ બરાબર હતી એમ કહીએ તો પણ ચાલે.

એક દિવસે સાંજે રાજમહેલના આંગણા નજીક એક મોટો મેળો ભરાયો હતો. રાજમહેલનાં નાનાં મોટાં તમામ માણસો ત્યાં ગયાં હતાં. લાકડાની લાડી સિવાય આખા રાજ-મહેલમાં કોઇ હતું નહિ.

તેણે રાજમહેલની ગચ્છીમાં જઈને પોતાનો લાકડાનો પોશાક કાઢી નાંખ્યો. ધીમે ધીમે એક રૂપસુંદરીના આકારમાં ગચ્છીમાં ટહેલવા લાગી. આજે તે નચિંત હતી, કારણ કે હજુ થોડોક વખત સુધી કોઇ આવે એમ નહોતું.

રાત પડવાની તૈયારી થઇ હતી. પુનમનો દિવસ હોવાથી ચંદ્ર સોળે કળાએ આકાશમાં ખીલવા લાગ્યો હતો. મેળામાં ગયેલો રાજકુંવર થાક લાગવાથી સૌના કરતાં વ્હેલો રાજ-મહેલમાં પાછો ફર્યો.

ઉંચે નજર નાખી તો અગાસીમાં રતિ કે રંભાને પણ લજવે એવા રૂપવાળી એક રૂપસુંદરીને ટહેલતી જોઇ. એને જોઇને રાજકુમાર તો દિવાનો જ બની ગયો. આવું અલૌકિક રૂપ તેણે કદી જોયું કે સાંભળ્યું પણ ન હતું.

તેણે નીચેથી બારણું ખખડાવ્યું. લાકડાની લાડી ચમકી. ઝટપટ પોતાનો લાકડાનો પોશાક શરીર ઉપર પહેરી લીધો. વહેલી વહેલી નીચે ઉતરી તેણે દરવાજા ઉઘાડયા.

રાજકુમારે પૂછ્યું,—" હમણાં ગચ્છીમાં એક સ્ત્રી ફરતી હતી તે કયાં છે ? તું તેને ઓળખે છે ?

લાકડાની લાડી બોલી,—"મેં કોઈ પણ સ્ત્રીને જોઈ નથી, અને મારા સિવાય આખા મહેલમાં અત્યારે કોઇ પણ સ્ત્રી હોય એવી મને ખબર પણ નથી."

રાજકુમાર ઉપર ગયો. આખા મહેલમાં બધે શોધી વળ્યો, પણ પેલી રૂપસુંદરી કોઈ પણ ઠેકાણે ન જણાઈ.

રાતે રાજકુમારે ખાધુંએ નહિ ને પીધુંએ નહિ. દિવસ પર દિવસ જવા લાગ્યા. પણ રાજકુમાર પેલી રૂપસુંદરીના વિચારમાં ને વિચારમાં ગળાતો જ ચાલ્યો.

વાત એટલે સુધી આવી કે એકાદ મહિનામાં તો રાજકુંવરના અંગનાં લોહીમાંસ જતાં રહ્યાં. તે હાડકાંનો માળો જ બની રહ્યો.

આખા રાજમહેલમાં હાહાકાર થઈ રહ્યો. વૈદો, હકીમો, બાવાઓ, ભુવાઓ, મદારીઓ ને ગારૂડીઓ, બાધાઓ, આખડીઓ, ચાખડીઓ, ને પુન્યદાન, બધું રાજા કરી ચૂકયો. પણ તેની આંખની કીકી સમાન એકના એક કુંવરને કશાથી આરામ ન થયો. રાજકુમારનો અંતકાળ નજીક છે, એમ કહી વૈદો અને હકીમોએ તેની આશા છોડી દીધી.

રાજકુંવરની એક બ્હેન હતી. દૂર દેશના રાજાની સાથે તેને પરણાવી હતી. રાજાએ પોતાની કુંવરીને ખેપીયા મોકલી ભાઇનું છેલ્લી વાર મ્હોં જોવાને તેડી મગાવી. કુંવરી આવી અને ભાઇની સારવારમાં રોકાઇ. પણ કુંવરને કશાથી આરામ ન થાય.

લાકડાની લાડીને એ રાજકુંવરી સાથે સારો સ્નેહ બંધાયો. એક વાર સાંજના લાકડાની લાડીએ રાજકુંવરીને કહ્યું,–"આપણા નગરની બહાર આશાપુરી માતાનું દહેરૂં છે. તમે માતાજીની બાધા લો, ને દર્શન કરી આવો. એટલી બાધા બાકી રહી ગઈ છે. જુઓ તો ખરાં ? એટલું અજમાવવામાં શું જાય છે ?"

રાજકુંવરીએ હા પાડી. બીજે દિવસે સાંજના કુંવરી આશાપુરી માતાના મંદિરે ગઈ. આંખમાં આંસુ લાવી કુંવરીએ માતાજીની પ્રાર્થના કરી અને પોતાના ભાઇને સાજો થવાની બાધા રાખી. માતાજી પ્રસન્ન થયાં હોય એમ જણાયાં.

માતાજીને વાચા થઈ! માતાજી બોલ્યાં,–" દીકરી! તારી ભક્તિથી હું રાજી થઈ છું. તું ઘેર જા. રાજમહેલમાં લાકડાની લાડી નામે પૂતળી રહે છે. તે જો છ મહિના સુધી એકલી જ કુંવરની સારવારમાં રાતદહાડો રહેશે તો રાજકુમાર જરૂર સાજો થશે."

રાજકુંવરી ઘેર આવી. પોતાની માતાને બધી વાત કહી. રાણીએ લાકડાની લાડીને ખોળા પાથરીને રાજકુંવરની ચાકરી કરવાની વિનંતિ કરી.

લાકડાની લાડી કહે,–" મેં ચોકખી સરત કરી હતી કે હું કદી રસોઇ નહિ કરૂં ને કદી કોઈના ખંડમાં સુઈશ નહિ. મારાથી એ કામ નહિ બને."

રાણી, તેની કુંવરી, રાજા ને આખા મહેલનાં માણસોએ તેને ખૂબ સમજાવી. રાણીની આંખમાંથી દડદડ આંસુ ચાલ્યાં.

છેવટે લાકડાની લાડી રાજકુમારની ચાકરી કરવા કબૂલ થઈ.

તેણે બે સરતો કરી. એક તો એ કે, હું રાધું ત્યારે બારી બારણા બંધ કરીને રાંધીશ. કોઈને અંદર આવવા નહિ દઉં. બીજી સરત એ કે રાજકુંવરના ખંડમાં હું સુઇ જાઉં ત્યારે દીવો બળતો નહિ રહેવા દઉં.

લાકડાની લાડીની સરત બધાએ ખુશીથી કબુલ રાખી. લાકડાની લાડી તે જ દિવસથી રાજકુંવરની સેવામાં રોકાઇ. તેની સ્નેહભરી ને ચતુરાઇભરી ચાકરીથી કુંવરને આરામ આપવા લાગી. રાજકુમારની તબીયત ધીમે ધીમે સુધરવા લાગી.

રોજ માત્ર દાળનું પાણી (ઓસામણુ) ને ભાતનું હલકું ભોજન, યોગ્ય સેવા ચાકરી, અને આરામ, એ ત્રણને લીધે રાજકુંવરની તબીયત સારી રીતે સુધારવા લાગી.

એમ કરતાં છ મહિના પુરા થઇ ગયા. છેલ્લે દિવસે રાતના રાજકુમાર શાંતિથી પોતાની પથારીમાં ઉંઘતો હતો. લાકડાની લાડી પણ નજીકમાં સુતી હતી. તેનું હૈયું ધડકતું હતું.

તેની આંખ આંસુભીની થઇ. લાકડાની લાડી એ બીજી કોઇ નહિ પણ રાજકુંવરની પેલી પરણેલી રાજકુંવરી જ હતી એ તો બાળકો સમજી ગયાં જ હશે. પોતાના વહાલા રાજકુમારને હવે વધુ વાર દુઃખી કરવો તેને ઠીક લાગ્યો નહિ. રાજકુમાર તો તેના રૂપ પાછળ દિવાનો બની પોતાનો જીવ કુરબાન કરવા તૈયાર થયો હતો તે તો તેણે પોતે જ જોયું હતું. એટલે હવે વધુ વાર તે ધીરજ ધારી ન શકી. ખોટી શરમ ને હડીલાઇને તેણે તજી દીધી.

તે ઉઠી. લાકડાનો બનાવટી પોશાક કાઢી નાખ્યો. દીવો સળગાવ્યો. રાજકુમારના પલંગપર જઇને બેઠી. મમતાથી કુમારના માથાપર હાથ ફેરવવા લાગી. કુંવર જાગ્યો.

જે રૂપસુંદરીને મેળવવાની ઘેલછામાં તે જીવ ગુમાવવા તૈયાર થયો હતો તેને પોતાની નજીક જોઇ રાજકુમારના આનંદનો પાર ન રહ્યો.

ધારી ધારીને રાજકુમાર તે રૂપસુંદરીને જોવા લાગ્યો. તેને પાછળની વાત યાદ આવી. તે સમજ્યો કે આ રૂપસુંદરી બીજી કોઇ નહિ પણ જે રાજકુંવરી સાથે પોતે પરણ્યો હતો તે જ હતી !

લાકડાની લાડીના વેશમાં તે પરણી ત્યારથી આજ સુધી તેની નજીક જ રહી હતી. તેણે પોતાનો ટેક પાળ્યો હતો, અને છ મહિના સુધી તેને એકલાં દાળભાત ખવડાવ્યાં હતાં !

પણ પોતાનો જીવ બચાવનાર પણ તે જ હતી, અને પોતાના ઉપર તે ખૂબ હેત રાખતી હતી એ વાત પણ તે સમજી શકયો.

શરમ, ભય અને પસ્તાવાથી નીચું મ્હોં કરી આંખમાંથી આંસુ સારતી રાજબાળાને તેણે પોતાની પાસે લીધી.

રાજકુમાર ને રાજકુમારી પોતાની છોકરમત આટલે લાંબે વખતે છોડી એકઠાં થયાં. તેમના આનંદનો પાર નહોતો.

રાજકુંવરે પરણીને તરત રાજકુંવરીને તજી દઇ પોતાની સરત પાળી હતી. રાજકુંવરીએ છ મહિના કુંવરને માત્ર દાળભાત ખવડાવીને પોતાની સરત પણ પાળી હતી !

સવારે જયારે આ વાત આખા રાજમહેલમાં પસરી ગઇ ત્યારે બધે આનંદ આનંદ થઇ રહ્યો.

# (૧૫) કાંચીડાની કરામત

એક હતા મિયા. અક્કલને અને તેમને બાર બાર ગાઉનાં છેટાં. મિયા જાતના બહુ ભોળા. ધંધેધાપે બેઠા બેકાર. કમાણી વગર તે ક્યાં સુધી નભે ? બીબી રોજ મિયાને ઠપકો આપે. પણ મિયા દાદ ન દે.

છેવટે અનાજને ને દાંતને વેર થવાનો વખત આવી લાગ્યો. બીબીએ મિયાને એક બળદ વેચવા આપ્યો. મિયા બળદને લઈને જોડેના ગામમાં ગુજરી ભરાતી હતી ત્યાં જવા નીકળ્યા.

રસ્તામાં તાપ સખત પડે ને મિયાને લાગેલી ભૂખ, એટલે બીબીએ ભાથુ બાંધી આપેલું તે છોડી એક ઝાડને છાંયડે બેસી મિયા ખાવાનું ખાવા લાગ્યા.

મિયા ખાવામાં રોકાયા હતા, એટલામાં તે ઝાડની બખોલમાં એક કાંચીડો રહેતો હતો તે બહાર નીકળ્યો ને મિયાના સામે તાકીને જોઈ રહ્યો.

મિયાભાઈનો મિજાજ ગયો. તે તડુકયા, " અબે કયા દેખતા હૈ ? કયા તેરા કુછ લીયા ?"

કાંચીડાને તો ડોકું હલાવવાની ટેવ. એટલે તેણે ડોકુ આમ તેમ હલાવવા માંડયું.

મિયાભાઈ સમજ્યા કે તે ના કહે છે. ફરી મિયા બોલ્યા, "દેખ, મેં તો યે બેલ બેચનેકુ જાતા હું. કયા તેરેકુ લેના હૈ ?"

કાંચીડાએ વળી ડોકું હલાવ્યું. આ વખતે તેણે આડું નહિ પણ ઉંચું નીચું ડોકું હલાવ્યું. મિયા સમજ્યા કે તે બળદ લેવા હા પાડે છે.

તેમણે ચલાવ્યું, "દેખ, ઉસકા હમ સવાસો રૂપ્યેસે એક દમડી ભી કમતી નહીં લેંગે. કયા લેના હૈ ?"

કાંચીડાએ આ વખત ફરીથી ઉંચું નીચું ડોકું હલાવ્યું.

મિયા સમજ્યા કે કાંચીડાને બળદ ખરીદવો છે! તેમણે કહ્યું, "જા લે, જા; રૂપિયા કબ દેગા ? આજ દેતા હૈ ?"

કાંચીડાએ ડોકું આડું હલાવ્યું.

મિયા સમજ્યા કે હાલ રૂપિયા નથી એમ કહે છે.

મિયા બોલ્યા, "અચ્છા, કુછ હરકત નહી. કલ દેંગે ?"

કાંચીડાએ વળી આડું ડોકું હલાવ્યું.

મિયાએ ફરી પુછ્યું, "અચ્છા. જા ભાઇ, પરસુ તો દેંગે ના ?"

કાંચીડાએ આ વખત ઉભું ડોકું હલાવ્યું.

મિયા બોલ્યા, " અચ્છા. તબ રૂપ્યા તૈયાર રખના. લો સલામ વાલેકુમ ! મેં જાતા હું."

મિયા તો ઝાડે બળદ બાંધીને ત્યાંથી પસાર થઈ ગયા. કાંચીડો ફરવા જતા રહ્યો. કોઈક મવાલી આવ્યો તે બળદ લઇને રપુચક્કર થઇ ગયો.

મીયાએ બીબીને કહ્યું કે બળદના રૂપિયા પરમ દિવસે મળવાના છે.

તે દિવસે મિયા નિકળ્યા ને પેલા ઝાડતળે આવ્યા. પેલો કાંચીડો વળી બહાર નીકળ્યો. મિયા કહે, "ચાલ, રૂપિઆ લાવ."



મિયા તો ઝાડે બળદ બાંધીને ત્યાંથી પસાર થઇ ગયા. પાન ૮૦

(કાંચીડાની કરામત)

શ્રી સયાજી વિજય પ્રેસ-વડોદરા

કાંચીડો રૂપીઆ કયાંથી લાવે ? તે તો ડોકું હલાવતો ઉભો રહ્યો ! મિયા સમજ્યા કે આ કમબખત હવે રૂપીઆ આપવાની ના પાડે છે. મિયા લઇ લાકડીને કાંચીડાપર કુદ્યા. કાંચીડો તો પોતાના દરમાં ભરાઇ ગયો.

મિયા બોલ્યા, "તેરેકુ અબ છોડ દું તો મેં મુસલમાન નહિ ! અભી દેખ લે બંદાકા ઝપાટા !"

મિયાએ નજીકમાં આમતેમ તપાસ કરી. એક અણીયાળી લાકડાની સુકી ડાળી હતી તે શોધી લાવ્યા. ઝનુનમાં આવી કાંચીડાનું દર ખોદવા માંડયું.

દર ખૂબ ઉંડું હતું. મિયાએ ખૂબ દમપર આવી બધી મટોડી બહાર કાઢી નાખી, ને ઉંડું ને ઉંડું ખોદવા માંડયું.

છેવટે અંદરથી સડપ લઇને કાંચીડો નીકળી તેમના બે પગ વચ્ચેથી પસાર થઇ ગયો, તેની પણ મિયાભાઇને ખબર ન પડી.

તેમણે તો ખોદવા જ માંડયું. છેવટે કાંઇક કઠણ ચીજને તેમની લાકડી અથડાઈ.

મિયાએ બરાબર તપાસ કરી તો એક ઢાંકણવાળો ચરૂ જણાયો.

ઢાંકણ દૂર કરી અંદર મિયાએ નજર કરી તો આખો ચરૂ સોનામહોરોથી ભરેલો હતો.

મિયા સમજ્યા કે કાંચીડો ગમે તેમ પણ ઈમાનદાર તો ખરો ! મિયાએ ગણીને સવાસો સોનૈયા લીધા. પાછું ઢાંકણ ઢાંકી મટોડી પુરી દીધી ને ત્યાંથી ઘેર ગયા. બીબીને બધી વાત કરી.

બીબી મિયાંની સાથે પેલા ઝાડ આગળ ગઇ. સોના-મહોરોનો ચરૂ કાઢયો. મિયાની મદદથી બીબીએ ગુપચુપ ચરૂ ઘેર આણ્યો. મિયા લક્ષાધિપતિ થઈ ગયા

# (૧૬) ગુલશન

ઘણાં ઘણાં વર્ષો અગાઉની આ વાત છે.

એક મોટો બાદશાહ હતો. તેને ત્રણ શાહજાદીઓ હતી. બાદશાહ એવો આળસુનો પીર, કે શાહજાદીઓની ઉમ્મર મોટી થઇ ગઈ, પણ તેમને પરણાવવાની જરાકે તજવીજ ન કરે.

આખરે શાહજાદીઓ કંટાળી. એક દિવસ સૌથી મોટી શાહજાદીએ તેના બાપને શાદી કરી આપવા સૂચવ્યું.

આળસુ પાદશાહની ઉંઘ ઉડી. પણ લાંબો વિચાર શું કરવા કરે ? અને વળી ખૂબ દૂર જમાઈ માટે શોધ શાની કરવાની ?

તેણે રાજ્યના અમીર ઉમરાવો, શેઠ શાહુકારો, અને પ્રજાનાં માણુસોને એકઠાં કર્યાં. શાહજાદીઓને તીરકામઠાં આપ્યાં. આંખે પાટા બાંધી એકેકી પુંદડી ફરી ધનુષમાંથી બાણ છોડવાને બાદશાહે હુકમ કર્યો.

વડી શાહજાદીએ બાણ ફેંકયું, તે જઇને રાજાના પ્રધાનના પુત્રના પગ નજીક પડયું.

વચલી શાહજાદીનું બાણ કોટવાળના કુંવરના પગની નજીક પડયું.

પણ છેક નાની ને સૌથી ખુબસુરત શાહજાદીનું બાણુ એક ગરીબ કઠીયારાના પગ આગળ જઈને પડયું !

રાજા, વાજાં ને વાંદરાં, એ ત્રણે સરખાં, એ કાંઇ ખોટું કહ્યું છે ? વળી આ તો પુરી મોગલાઈ; એટલે પછી પૂછવાનું જ શાનું ? બાદશાહે તો તરત જ ત્રણે શાહજાદીઓની શાદી કરાવી નાખી.

પ્રધાનપુત્ર અને કોટવાળના દીકરા સાથે જે શાહજાદીઓ પરણી, તે તો અમનચમનમાં દહાડા કાઢવા લાગી. પણ નાની શાહજાદીની ગરીબાઈનો પાર નહોતો.

ગરીબ કઠીયારો મહેનત મજુરી કરી જે કાંઇ લાવે તે ઉપર બન્નેને શુકર ગુજારી કરવી પડતી હતી. શાહજાદી હતી ભોળી ને ભલી. વળી ખુશમિજાજી પણ ખરી. એટલે તે તો પોતાના દુ:ખમાં પણ સુખ માનીને રહી.

લોકો કહેતા કે કાગડો દહીંથરૂં લઈ ગયો,–પથ્થર સાથે બાદશાહે રતનને પછાડયું,–અને એવું એવું ઘણું કહેતા. પણ શાહજાદી તો ખુશાલ જીવે પોતાનો સંસાર ચલાવતી.

આખરે ખુદાતાલાએ તેના સામું જોયું. એ પરીસુરત શાહજાદીને ગર્ભ રહ્યો. દસ માસ પુરા થયા, એટલે આખી ઝુંપડીના અંધકારને અજવાળતી, અને ચારે બાજુ આનંદ વરસાવતી એક રૂપાળી કન્યાને તેણે જન્મ આપ્યો.

નાની કન્યાનો જન્મ થયો તે વખતે ત્રણ પરીઓ ત્યાં આવી. પહેલી પરી કહે,–"આ છોકરી ફુલથી પણ વધુ કોમળ છે, માટે તેનું નામ ગુલશાન પડશે. તે જ્યારે રડશે ત્યારે તેની

આંખમાંથી જે આંસુ ગરશે તેનાં પાણીદાર મોતી બનશે.” બીજી પરીએ દુવા દીધી કે, “આ કુંવરી હસશે ત્યારે તેના મ્હોંમાંથી ગુલાબનાં ફુલ ગરશે.” ત્રીજી પરી કહે,–“અને જ્યાં જ્યાં આ લાડકી છોકરી ચાલશે ત્યાં ત્યાં કંકુનાં પગલાં પડશે.”

એ મુજબ આશીર્વાદ આપીને ત્રણે પરીઓ અદૃશ્ય થઇ ગઇ.

વખતને વીતતાં વાર ન લાગે. ઉપલી વાતને સોળ વર્ષ વીતી ગયાં. માના ખોળામાં ખેલતી નાનકડી ગુલશન જુવાનીના પુર બહારમાં ખીલી રહી હતી. રાંકના રતન સમી એ રૂપસુંદરીના રૂપ, ગુણ, ને શીલની તારીફ દેશદેશાંતરમાં ફેલાઈ.

નજીકના શહેરના એક મોટા સુલતાનની બેગમે નક્કી કર્યું કે મારા વડા શાહજાદાની શાદી કરૂં, તો તે આ બેહસ્તની હુરાં સરખી ગુલશન સાથે જ.

તેણે પોતાની વડી દાસીને માગું લઈ ને ગુલશનનાં માબાપ પાસે મોકલી. તેમણે હા પાડી, અને દાસીની સાથે ગુલશનને વિદાય કરી.

દાસી સ્વભાવની કપટી ને દુષ્ટ હતી. તેની ગણત્રી જુદી હતી. તેને સોળેક વર્ષની એક દીકરી હતી. તેની શાદી સુલતાનના વડા શાહજાદા સાથે થાય એવી તેની ઇચ્છા હતી. તેને નેવનાં પાણી મોભે ચડાવવાં હતાં.

તેણે એક યુક્તિ કરી. ગુલશનને લઇને સુલતાનના નગર તરફ જતાં રસ્તામાં તેને દાસીએ પુષ્કળ મીઠું ને ખારો આવે એવી ચીજો ખવડાવી.

ગુલશન તો કુમળું પુલ! એવી ચીજો ખાવાથી તે બીમાર પડી. માથું ફાડી નાખે એવો સખત તાપ, અને બીમાર ગુલશન. પાણી! પાણી! ગુલશન પોકાર કરવા લાગી.

દાસી એક ટીપું પાણી પણ આપતી નથી. પાણી વગર ગુલશનનો જીવ જવા બેઠો છે. દુષ્ટ દાસી તેને કહી રહી છે કે, "લાડકી! એમ પાણી નહિ મળે. આ જે આંખમાંથી આંસુ ગરતાં મોતી બંધાઈ જાય છે એ બેઉ આંખોના ડોળા કાઢી આપ, ત્યારે જ પાણી મળશે."

ગુલશન બહુ કરગરી. પણ દુષ્ટને દયા શાની? આખરે લાચાર બની ગુલશને પોતાની બન્ને આંખો ફોડી નાખી. ડોળા કાઢી દાસીને આપ્યા! દાસીએ પાણી આપ્યું. તેનાં કપડાં ઉતારી લઇ ફાટલાં તુટલાં કપડાં પહેરાવી તેને ત્યાં ને ત્યાં જ પડતી મૂકીને ચાલી ગઈ.

દાસીએ પોતાની દીકરીને ગુલશનનાં વસ્ત્રો પહેરાવ્યાં. સુલતાનના વડા શાહજાદા સાથે દાસીકન્યાની શાદી ભારે ધામધુમથી થઇ ગઈ. બગીચામાં બાવળ રોપાયો. દાસીનું કામ પાકયું!

આ બાજુ રડતી રઝળતી, પોતાના કમનસીબને કદુવા દેતી, ગરીબડી નિરાધાર ગુલશન નજીકના એક ગામની ભાગોળે આવી પહોંચી. આંખે દેખાતું નથી, મારગ મળતો નથી, શરીર બીમાર છે, હાથ પગ કળે છે, ને દડ દડ દડ દડ કરતી આંખમાંથી લોહીની ધારાઓ ચાલી જાય છે. ગામના એક ઝાડુવાળાએ ગુલશનને જોઇ. તેને દયા આવી.

તે ગુલશનને પોતાને ઘેર લઈ ગયો. ગુલશન રડે ને આંખમાંથી આંસુ ગરે કે દડપ લઈને તેનું અકેકું રૂપાળું પાણીદાર મોતી બની જાય !

ઝાડુવાળાનું તો નસીબ ખુલી ગયું. તેણે એકાદ બે મોતી બજારમાં વેચ્યાં. તેના એટલા બધા રૂપીઆ ઉપજ્યા કે તેની ભવની ભાવઠ ભાગી ગઈ. તે અમનચમનમાં દહાડા કાઢવા લાગ્યો, અને ગુલશનની દેવીની માફક બરદાસ ઉઠાવવા લાગ્યો.

એક વાર કોઈ કારણસર ગુલશન હસી પડી. તેના મ્હોંમાંથી ગુલાબનાં પુલ ગરવા લાગ્યાં.

અને એ ગુલાબ તે કેવાં ? સારી જીંદગીમાં કદી ન જોયાં હોય એવાં મોટાં, ને એવી મીઠી ખુશબોથી ભરપુર, કે તેની વાસથી મગજ તર થઈ જાય.

ગુલશન કહે, " આ ગુલાબનાં પુલ લઈને શહેરમાં વેચવા જાઓ. આ ગામમાં તો કોઈ તેની કદર નહિ કરે. પણ નજીકના શહેરનો સુલતાન છે. તેના રજવાડામાં જાઓ. ત્યાં જરૂર આ પુલો કોઈક ખરીદશે. પણ તેની કિમ્મત પેટે તમે કાંઈ પણ રૂપિયા કે મહોરો લેશો નહિ. લેનારને કહેજો કે મારે તો આ પુલના બદલામાં બે આંખો જોઈએ."

ઝાડુવાળો વેચવા નીકળ્યો. જે સુલતાનના જનાનખાનામાં તે પુલ વેચવા ગયો તે સુલતાનના જ શાહજાદા સાથે પેલી બદમાસ દાસીએ દગાથી પોતાની દીકરી પરણાવી હતી.

મહેલમાં પેલી દાસીએ પુલ જોયાં. તે આફરીન થઈ ગઈ. ઝાડુવાળાને જે રકમ જોઈએ તે આપવા તૈયાર થઈ. પણ

ઝાડુવાળો કહે કે, " મારે તો આ પુલના બદલામાં આંખના બે ડોળા જ જોઈએ. બીજું કશું મને ન જોઈએ."

દાસી એ ગુલાબનાં પુલ જોઇને ગાંડી સરખી બની ગઇ હતી. તેણે તો ખુશીથી ગુલશનની નકામી આંખોના ડોળા આપી દીધા ને પુલ લીધાં.

ઝાડુવાળો ડોળા લઇને ઘેર ગયો. ગુલશને એ ડોળાને પોતાની આંખમાં બેસાડી દીધા. ગુલશનની આંખો પાછી પહેલાંના જેવી ચમત્કારી ને ખુબસુરત બની ગઈ.

આ બાજુ જ્યારે દાસીએ ઉંડો વિચાર કર્યો ત્યારે તે સમજી ગઇ કે એ ડોળા લઇ જનારને ત્યાં જ ગુલશન હોવી જોઇએ.

તેણે માણુસ મેકલી ઝાડુવાળાની ભાળ કઢાવી. ગુલશન ત્યાં છે એમ તેની ખાતરી થઇ ગઈ. તેના પેટમાં તેલ રેડાયું. તેના અંતરનાં અદેખાઇના અંગારા સળગ્યા.

દાસીએ પોતાની છોકરીને બોલાવીને કાંઈક સમજાવ્યું. છોકરી તો શાહજાદાની સ્ત્રી હતી. તેણે બીમાર પડી જવાનો ઢોંગ કર્યો. હકીમો ને વૈદોએ ઘણા ઘણા ઉપાયો કર્યા. પણ શાહજાદાની એ બનાવટી બીબીએ માંદગીના ઢોંગ ચાલુ જ રાખ્યા.

આખરે શાહજાદાને તેણે જણાવ્યું કે નજીકના ગામના ઝાડુવાળાની એક દીકરી છે. તેનું કાળજું શેકીને મને ખવડાવશો તો જ હું બચીશ. નહીતર મરી જઈશ.

શાહજાદાએ તાબડતોબ માણુસો મોકલ્યાં. ગરીબ ઝાડુવાળાને માર મારી ગુલશનને બળાત્કારે ઘસડી લઇ જઈ તેની છાતી ચીરી તેનું કાળજું કાઢી લીધું, ને માણુસો ચાલ્યાં ગયાં. ઝાડુવાળાએ ગુલશનના શબને કબ્રસ્તાનમાં પધરાવ્યું.

બનાવટી શાહજાદીને ગુલશનનું કાળજું શેકીને ખવડાવ્યું કે તરત સાજી થઇ ગઈ! દાસીના જીવને પણ એ બનાવને લીધે જંપ વળ્યો.

*        *        *        *

એક વખત શાહજાદો છત્રપલંગ પર પોઢચો હતો. તેને એક વિચિત્ર સ્વપ્ન આવ્યું. સ્વપ્નામાં તેણે એક અપ્સરા જોઈ. અપ્સરાએ તેને કમનસીબ ગુલશનની આખી કહાણી કહી સંભળાવી, અને કહ્યું કે તારી બનાવટી શાહજાદીના ખંડમાં એક ખણે એ કાળજામાંથી નીકળેલો એક નાનો મણકો પડી રહ્યો છે. એ મણકો શોધી કાઢી ગુલશનની કબરમાં જઈ તેની છાતીમાં મૂકી દે એટલે ગુલશન જીવતી થશે.

શાહજાદો ઝબકીને જાગ્યો. તેણે પોતાની બનાવટી બીબીના ખંડમાં તપાસ કરી પેલો મણકો શોધી કાઢ્યો. સ્વપ્નના ખરાપણાની હવે તેને ખાતરી થઈ.

તે મારતે ઘોડે ઝાડુવાળાને ત્યાં ગયો. તેને લઇ કબ્રસ્તાનમાં જઇ ગુલશનનું શબ કઢાવ્યું. તેની છાતીમાં મણકો મૂકયો. ગુલશન આળસ મરડીને જાણે હમણાં જ ઉંઘમાંથી ઉઠતી હોય એમ બેઠી થઈ ગઈ.

ગુલશનનું સ્વર્ગની પરી જેવું પારવગરનું રૂપ જોઇને શાહજાદો તો ખુશખુશ થઇ ગયો. ગુલશને બધી વાત માંડીને કહી.

શાહજાદો ગુલશને લઈને પોતાના નગરમાં આવ્યો. તેની સાથે ભારે ધામધુમથી શાદી કરી.

પેલી દુષ્ટ દાસી અને તેની દીકરીનાં નાક કાન કાપી અવળે ગધેડે બેસાડી ગામ બહાર કાઢી મૂક્યાં.

## (૧૭) બેરનકી બાત કે'દું !

સૂરજ પર ચઢાઇ લઈ જનાર નેકનામદાર નવાબ અક્કલબાજખાંના પરાક્રમો તમે વાંચ્યાં હશે. આજે તેમના એક નવા પરાક્રમની કથા અત્રે રજુ થાય છે.

શહેર બહારના ખેતરોમાં અક્કલબાજખાં એક દહાડો શિકાર કરવા ગયેલા. બોરડીના ઝાડપર બહુ સુંદર પાકાં બોર હતાં.

નવાબ સાહેબને બોર ખાવાનું મન થયું. તેમના હજુરીયાઓથી તેઓ અત્યારે બહુ દૂર હતા, કારણ ઘોડાપર તેઓ ખૂબ આગળ નીકળી આવેલા હતા. તેમણે એક યુક્તિ કરી. ઘોડાના પલાણ ઉપર આસ્તેથી ઉભા થયા, અને જ્યાં બોર તોડવા જાય છે ત્યાં ઘોડો આઘો ખસી ગયો.

ચીભડાની માફક નવાબ સાહેબ ઉંધે માથે પડી ગયા. માથેથી ફેંટો ધૂળમાં દૂર રગદોળાતો પડયો. જરાક પગ પણ મોરચાયો. બફેણાંની બરણી જેવું શરીર લઈને તેઓ જેમ તેમ ઉઠ્યા. ઘોડાને બે ચાર ચોપડી કાઢી. ઝડપથી ફેંટો માથે મૂકી દીધો.

આજુબાજુ જોઈ લીધું કે પોતે આરીયાં થઈ ગયા એ કોઇએ જોયુ તો નથી ? ખાતરી થઇ કે કોઇએ જોયું નથી, એટલે ઘોડાપર પાછા જેમ તેમ કરીને બેઠા. થોડી વારે હજુરીયાઓ ભેગા થઈ જતાં તે સાંજના શહેરમાં ગયા.

બીજે દહાડે દરબાર ભરાયો ત્યારે નવાબ સાહેબ ડાહ્યા-ડમરા થઇને ગાદીએ બીરાજ્યા. ગાનારી સ્ત્રીઓનાં ગાનતાન શરૂ થયાં. એક જાણીતી ગાનારી સ્ત્રીએ ગાવા માંડ્યુ કેઃ—

"બેરનકી બાત કે'દુ !

ગાનારીના ગાનનો અર્થ એવો હતો કે બેરન એટલે મારી વેરણ ( દુશ્મન )ની વાત કહી દઉં છું.

પણ નવાબ સાહેબ આ લીટી સાંભળતાં જ ચમકયા. તેમણે માન્યું કે આ ગાનારી ગમે તેમ, પણ કાલની બોરની વાત જાણી ગઇ છે. (બેરન અથવા બેર એટલે બોર.)

આથી નવાબે ગભરાઇને ફજેતી ન થાય માટે એક મોટી કીમતી શાલ ગાનારીને બક્ષિસ કરી.

ગાનારી સમજી કે નવાબ સાહેબ મારી ગાવાની કળાથી ખુશ થયા છે, એટલે એણે તો તાનમાં આવીને લલકારી લલકારીને ગાયું કે,—

"બેરનકી બાત કે'દું !"

નવાબના પેટમાં આ સાંભળીને ખૂબ તેલ રેડાયું. વાત છુપાવવા માટે મોતીની માળા, હીરાની વીંટી, સોનાનાં કડાં, મહોરોની થેલી, એમ અનેક ચીજો ગાનારીને બક્ષિસ આપી.

પણ ગાનારી બાપડી ઉંધું સમજેલી, એટલે તે તો એનું એ જ ગાયન તાન દઈ દઈને ગાવા લાગી. એના મનમાં કે નવાબસાહેબ આ ગાન પર બહુ ખુશ થયા છે !

બહુ વાર થઈ એટલે પછી તો નવાબનો મિજાજ હાથ ન રહ્યો. ખૂબ ગુસ્સે થઈને તે બોલ્યા, "આટલું આટલું આપ્યું તો પણ વાત કહી દઈશ ? બેર ખાધાની વાત કહી દઈશ ને મારી ફજેતી કરીશ, એમ જ ને ? જા, કહી દે, કહી દે. જા, બેર ખાવા જતાં ઘોડા પરથી પડી ગયો તે કહી દે, ને તારાથી થાય તે કરી લે !"

બાપડી ગાનારીનું મ્હોં વીલું પડી ગયું. દરબારમાં ગંભીરાઈનો દેખાવ છતાં છાનાંમાનાં હસવાના અવાજો સંભળાવા લાગ્યા. અક્કલના બારદાન નવાબે હાથે કરી ભર દરબારે પોતાની ફજેતી કરી હતી !

## (૧૮) મોતીની માળા

પોતાનો તેજીલો ઘોડો ઠેકાવતો ઠેકાવતો માનગઢનો ઠાકોર રણવીર દરિયાને કિનારેથી પાણીના રેલાની માફક ચાલ્યો જાય છે. સવારનો પહોર છે. હવા ખાવા દરિયા કાંઠે તે નીકળી પડયો છે. ભગવાન સૂર્યનારાયણ દૂર દૂર આકાશ ને પાણી એક બીજાને ભેટી રહ્યાં હતાં તેમાંથી નીકળવાની તૈયારી કરી રહ્યા હતા.

અચાનક એક વિચિત્ર આકૃતિ દરિયા કિનારે પાણીમાંથી બહાર આવતી જણાઇ.

તેનો વેશ વિચિત્ર હતો. તેના મ્હોંપર દુઃખ ને સંતાપના શેરડા પડયા હતા. એ આકૃતિને પગ તો મળે જ નહિ. કમર સુધી રંભા કે તિલોત્તમાને પણ લજવે એવા પાર વગરના રૂપવાળો દેહ, ને કમરની નીચે નાગણીનું સ્વરૂપ.

ઠાકોર ચમકયો. કોઇ ભૂત ડાકણ તો તેને ભરખી ખાવા આવો વેશ ધરીને નથી આવી ? ઠાકોરે ઘોડે બેઠાં બેઠાં જ હાથમાંનો ભાલો ઉંચકયો. ત્રાડ મારતા અવાજે તેને પૂછયું,– "ખરૂં બોલ, તું કોણ છે ? નહિ તો હમણાં ને હમણાં જ ભાલો ભોંકી દઇશ."

નાગકન્યા દયામણે અવાજે બહુ જ કરગરીને બોલી, "ઓ અસ્વાર ! એમ કરીશ માં ! હું તને કશું દુઃખ નહિ દઉં. હું ભૂત નથી, પ્રેત નથી, ડાકણ નથી, શાકણ નથી, વંતરી નથી, ચુડેલ નથી; હું તો પાતાળના પ્રદેશમાં રહેનારી નાગકન્યા છું."

"વરૂણદેવના દરબારમાં હું એક નાચ કરનારી કન્યા હતી. એક વાર મારાથી એક ગંભીર ભૂલ થઇ ગઇ. આથી વરૂણદેવ ક્રોધે ભરાયા, ને મને પાતાળના પ્રદેશમાંથી દેશનિકાલ કરી છે. મારો અત્યારે ક્યાંય આરો નથી. તું મને મારી નાખીશ નહિ. ભગવાન તારૂં ભલું કરશે."

ઠાકોર કહે,–" એમ ? ત્યારે તો દેવી ! ચાલો મારા નગરમાં. મારા રાજમહેલમાં એક ઉંડા પાણીથી ભરેલું રૂપાળું તળાવ છે. તળાવને કાંઠે લીમડા, પીપળા, વડલા ને આંબાનાં લીલાંછમ ઝાડનાં ઝુંડ છે. પંખીઓ આખો દહાડો કલબલ કલબલ કરે છે. એ તળાવડીમાં તમે રહેજો. હું રોજ આવીને તમને દૂધ પાઇ જઇશ. તમને ત્યાં કશી વાતની હરકત નહિ આવવા દઉં."

નાગકન્યા રાજી થઈ ઠાકોર સાથે તેના નગર માનગઢમાં ગઈ.

ઠાકોરનું નામ રણવીર હતું. તેણે નાગકન્યાના રહેવાનો બહુ ઉમદા બંદોબસ્ત કરી નાખ્યો.

નાગકન્યા તો પાતાળના પ્રદેશને વિસરી ગઇ, અને ત્યાં સુખથી દહાડા કાઢવા લાગી.

રણુવીરને શિકારનો ભારે શોખ હતો. એક વખતે શિકાર ખેલવાને તે ઘોર જંગલમાં ગયો. ત્યાં ભૂલો પડી જવાથી એકલો એકલો ખૂબ દૂર નીકળી ગયો.

નજીકમાં એક ગામ જણાતું હતું. ગામને કાંઠે રમણીય સરોવર હતું.

બપોરનો વખત, અને થાક પુષ્કળ લાગેલો, એટલે હાથ મ્હોં ધોઇ રણુવીર તો ત્યાં સરોવરની પાળે ઝાડને છાંયડે આડો પડયો.

એટલામાં એક બાલિકા સરોવરમાં પાણી ભરવા આવી. બેડું ભર્યું ને આજુબાજુ નજર કરી. બેડું ચડાવનાર કોઇ નહોતું.

તેની નજર રણુવીરપર પડી. તે કહેવા લાગી,–" એ ભલા જવાન ! આટલું બેડું જરાક ચડાવશો ? "

રણુવીરે ખુશીથી બેડું ચઢાવ્યું. પગથી માથા સુધી એ પાણીની ભરનારી ઉપર રણુવીરની નજર પડતાં જ તે ગાંડા સરખો બની ગયો. એવાં પાર વગરનાં રૂપ, એ સરવરના ઝાડ જેવી સુંદર સીધી કાયા, એ લજામણીના રોપા જેવું શરમથી ઝુકેલું મુખડું, એ ચંપકવર્ણો શરીરનો રંગ,–બસ–કોઇ ખરેખરી નવરાશની વખતે જ ખૂબ કાળજીથી ભગવાને એ દેવબાળા સમી પુતળીને ઘડી હોવી જોઇએ.

રણુવીરે પૂછ્યું,–"બાઈ ! તમારૂં નામ ? ભર બપોરે પાણી શાને માટે ?"

શરમાતી શરમાતી, વસ્ત્રના છેડા સંકોરતી તે રૂપસુંદરી આંખોમાંથી અમૃત ઉછાળતી બોલી,–"મારૂં નામ મેના. હું આ ગામના એક ખેડુતની કન્યા છું. પાણીની ગોળી ઓચિંતી ઢળી ગઈ, તેથી ખરે બપોરે અહીં ભરવા આવવું પડયું. તમે ભૂખ્યા દેખાઓ છો. પધારશો? મારા બાપુ તમને મનમાન્યો આવકાર દેશે."

રણવીરને તો એટલું જ જોઈતું હતું. તે તો ચાલ્યો મેનાની પાછળ.

એક સુંદર નાનકડા ઘર આગળ આવીને મેનાએ બારણું ખખડાવ્યું. એક ઘરડા ખેડુતે બારણું ઉઘાડયું. રણવીરે પોતાની ઓળખાણ આપી. ખેડુત તો રાજી રાજી થઇ ગયો.

જાતનો રજપુત, અને માનગઢ જેવા મોટા નગરનો ઠાકોર પોતાનો મેમાન, એટલે પછી બાકી શું રહે? તેનો હરખ તો માય નહિ. મેનાને તેણે તાબડતોબ સારામાં સારી રસોઈ તૈયાર કરવા કહ્યું. રૂપાનો હુકકો ભરી આપી ઓસરીમાં બીછાત બીછાવી રણવીરને બેસાડ્યો. ગામગપાટા ચાલવા માંડ્યા.

"બાપુ! જમવાનું તૈયાર છે." કલાકેક રહીને કોયલના જેવો ટહુકાર અંદરથી સંભળાયો.

રણવીર અને ખેડુત જમવા બેઠા. રણવીરે પોતાની આખી જીંદગીમાં રસોઇમાં આવી મીઠાશ કદી નહોતી ચાખી. ભાત ભાતનાં બત્રીસાં પકવાન અને કાંઇક સ્વાદદાર રસોઇઓ તે જમ્યો હતો, પણ આજની સાદી રસોઇમાં જે ચતુરાઇ ને મીઠાશ તેણે અનુભવી એ તો પહેલી જ વાર!

જમી ઉઠીને પરવારીને બેઠા ત્યારે રણુવીર એકાંતમાં ખેડુતને કહે,–"ઠાકોર! એક ચીજ આપશો?"

ખેડુત—"આપવા જેવી હશે તો ખુશીથી."

રણુવીર—"તમારી દીકરીનો હાથ માગું છું."

ખેડુત કહે,—"રહો ઠાકોર! આવું પાર વગરનું રૂપ મોટા રાજાના રાજમહેલમાં જ શોભે. તે તો કોઇ મોટા રાજાની પટરાણી થશે. તમને તે ન આપી શકું."

રણુવીર બહુ કરગર્યો, પણ ખેડુત એકનો બે ન થયો.

આખરે તેણે રણુવીરને ખરતો કરવાની એક યુક્તિ શોધી કાઢી. તે કહે,–"જો તમે કબુતરનાં ઇંડાં જેવા કદનાં મોટાં ખોડખાંપણ વગરનાં સવાસો સાચાં મોતીની માળા મારી દીકરીને દાયજામાં પહેરાવો તો હું એનું કન્યાદાન દઉં."

રણુવીર રામરામ કરી ઉઠીને ચાલતો થયો. ખેડુતે રાજાના ઝવેરખાનામાં પણ ન હોય એવા કીમતી દાગીનાની માગણી કરી હતી. તે બિચારો એટલી કીમતી મોતીની માળા ક્યાંથી લાવે?

રણુવીર પોતાના નગરમાં પાછો તો પૂર્યો, પણ તેનું મન તો મેનાની પાસે જ રહી ગયું હતું. રણુવીર મેનાનું ઘર છોડીને જતો રહ્યો, ત્યારે મેનાની આંખો પણ ભીંજાયલી હતી, એ રણુવીર જોઇ શકયો હતો.

રણુવીરે તો ખાવાપીવાનું તજી દીધું. તેને જરાકે ચેન ન પડે. સવા મણ રૂની તળાઈવાળી સજ્જામાં પણ ઉંઘ તો આવે નહિ. એની દુર્દશાનો પાર ન રહ્યો.

સાંજના તે પોતાના મહેલમાંના તળાવને કાંઠે આવ્યો. નાગકન્યા કહે,–" કેમ ઠાકોર! બે દિવસથી ન જણાયા? હું ભૂખી મરૂં છું ને?"

રણવીર,–" દેવી! લાચાર છું. આજથી મેં અન્નપાણી તજ્યાં છે. હું થોડાક દિવસમાં તો મરી જઈશ. તમારા માટે દૂધનો બીજો બંદોબસ્ત કરી દઉં છું."

નાગકન્યા,–"તમારા હાથે મેં દૂધ પીધું છે. હવે બીજાને હાથે ન પીઉં. ભલે થવાનું હોય તે થાય."

નાગકન્યાની આંખમાથી ડળક, ડળક, ડળક, આંસુ ગરવા લાગ્યાં.

પણ જ્યાં આંસુ ગરે ત્યાં તો એકેકું મોતી! અને તે મોતી પણ જેવું તેવું નહિ! ખાસ્સું કબુતરનાં ઈંડાં જેવું. બહુ જ પાણીદાર મોતી.

રણવીરે મોતી વીણી લીધાં. બરાબર સો થયાં. બીજાં પચીસ ખૂટે. રણવીર કરગરીને નાગકન્યાને કહેવા લાગ્યોઃ "હજુ થોડુંક રડો!"

નાગકન્યા કહે,–"એમ ન રડાય. એમ રડે મોતી ન ગરે. એ તો અંતરનાં ઉંડાણ ધોવાઇને આંસુ ગરે ત્યારે જ મોતી બને. પણ ફિકર નહિ. મને દરિયા કિનારે લઈ જાઓ."

રણવીર ને નાગકન્યા દરિયા કિનારે ગયાં. દરિયો જોતાં જ નાગકન્યાને પોતાનું પાતાળનું વતન, પોતાનાં માબાપ, ભાઈભાંડું,

સગાંવહાલાં, સહીયરો, બધાં સાંભર્યાં. એની આંખમાંથી આંસુના ધોધ છુટયા.

પહેલાંથી પણ વધારે તેજદાર મોટાં મોટાં મોતીનો ત્યાં ઢગલો થઇ ગયો.

પચીસને બદલે પાંચસો મોતીનો ઢગલો વળેલો જોઇ રણુવીર તો આભો જ બની ગયો. તે નાગકન્યાને પગે પડયો.

એ જ આરસામાં વરૂણદેવ ત્યાં પ્રગટ થયા તેમણે નાગ-કન્યાને આશીર્વાદ આપ્યો અને કહ્યું કે, તારા અપરાધની શિક્ષા માફ કરૂં છું. તું પાછી પાતાળલોકમાં ચાલ.

પછી રણુવીરને નાગકન્યાની સારી સંભાળ લેવા બદલ એક હીરા મોતી ને ઝવેરાતથી ભરેલી સોનાની પેટી આપી વરૂણદેવ અને નાગકન્યા પાણીમાં પેસી પાતાળમાં ચાલ્યાં ગયાં.

રણુવીરે મેનાના બાપની સરત પાળી. તેની ખાતરી કરી આપી કે તમારી દીકરીને હીરામોતીથી મઢીએ તો પણ ન ખૂટે એટલું ધન મારી પાસે છે. ખેડુત ખુશી થયો. મેના પણ ખુશી થઇ એ કાંઇ કહેવું પડે ?

રણુવીર અને મેનાનાં લગ્ન થયાં. સોનામાં સુગંધ ભળી.

## (૧૯) બઘડમશા બન્યા !

બઘડમશા તેમના ગામના શભાભા સઈ (દરજી)ને ત્યાં અઢી વાર જગન્નાથીનું કપડું લઇ અંગરખો શીવડાવવા ગયા.

દરજીએ કપડું જોયું અને કહ્યું કે વારૂ, અંગરખો સારો શીવી દઇશ.

બઘડમશા શેઠ બહુ લોભી હતા. તેમણે પૂછ્યું: "ભલા શભાભાઈ! આ કપડામાંથી આપણે છે તે–એ–એ, બે અંગરખાં જરાક કાળજી કરીને કરો તો ન થાય ?"

દરજી જરા મગજનો ફાટેલો હતો. તેણે જવાબ આપ્યો: "થાય; ન કેમ થાય ?"

બઘડમશાને હવે પુછવું પડે ? તેમણે કહ્યું, "ત્યારે ત્રણ થાય ખરાં ?"

દરજીએ હા પાડી !

ચાર થઈ શકે કે કેમ ? એમ બઘડમશાએ પૂછ્યું, ત્યારે દરજીએ તેની પણ હા પાડી !

લોભને કાંઇ થોભ છે? બધડમશાએ કહ્યું, "પાંચ શીવી આપો ત્યારે ખરા શબા મેરાઇ કહેવાઓ."

દરજી કહે: "ભલે તેમ કરીશું."

બધડમશાના લોભને હજુ આરો નહોતો. તેમણે પૂછ્યું, "બસ હવે છેલ્લી જ વાર કહો કે છ અંગરખાં આ અઢી વાર કપડામાંથી થશે કે કેમ?"

દરજી કહે, "હા થશે!!"

બધડમશા રાજી રાજી થઈ ગયા. અંગરખા દીઠ બાર બાર આના શીલાઇ નક્કી કરી મલકાતા મલકાતા ઘેર ગયા.

બધડમશા આઠમે દહાડે મેરાઇને ત્યાં અંગરખાં લેવા ગયા. મેરઇએ શીલાઈના પૈસા લીધા. પોટલી કાઢી અંદરથી છ અંગરખાં કાઢ્યાં.

અંગરખાં જોઈને બધડમશાનું તો કાળજું જ ફાટી ગયું. તે એકદમ ગુસ્સે થઇને બોલ્યા, "મેરઈ! આ શું મશ્કરી કરો છો? આ અંગરખાં તો મારા ગગાને પણ ન આવે! ઢીંગલીને રમવાનાં આવડાં નાનાં અંગરખાં શું હું કદી પહેરી શકું ખરો? આ શું રોળ વાળ્યો? મારૂં કપડું તથા શીલાઈના પૈસા પાછા આપો."

દરજી બોલ્યો, "શેઠ, અઢી વાર કપડામાં છ અંગરખાં તમારા બાપદાદાએ પણ કદી પહેરેલાં ખરાં? તમને માંગતાં શરમ ન આવી? તમે લોભમાં છ અંગરખાં અઢી વાર કપડામાં માગ્યાં, અને શીલાઈ એકને બદલે પોણો રૂપિયો નક્કી કરી

તમે એમ કયાં ઠરાવ કર્યો હતો કે અઢી વાર કપડાનાં છ અંગરખાં મારે તમારા જ માપનાં સીવી આપવાં ? હવે મુંગા મુંગા અહીંથી ચાલ્યા જાઓ. અને જો ડાહ્યા હો તો કદી આવો ખોટો લોભ કરશો માં. આટલેથી જ શિખામણ લો તો સારૂં છે."

બઘડમશા દરજીને મનમાં સ્વસ્તિ વાચન સંભળાવતા છ અંગરખાં લઈને વિદાય થયા ! અઢી વાર કપડાનો દોઢ રૂપીયો તથા શીલાઈના સાડાચાર રૂપીયા મળી કુલ રૂપીયા છ નું પાણી થયું તેની બળતરામાં તેમણે પરજુસણમાં અપવાસ કરી અનાજ બચાવીને રકમ વાળી નાખી.

બુદ્ધિ કોઇના બાપની છે ?

# (૨૦) વાઘમામા

એક હતી જેઠાણી અને એક હતી દેરાણી. જેઠાણી એટલે સાક્ષાત ચંડીમાતાનો અવતાર! દેદાર જુઓ તો સીસમની આંકણી જેવા. મિજાજ જુઓ તો જાણે વકરેલો વાઘ! મ્હોં જુઓ તો જાણે ધુખરાયલું છાણું! વાતચીત કરે તો જાણે સાપના સીસકારા! અદેખાઈ, વેર, ઝેર, લુચ્ચાઇ, કપટ ને ખટપટની પૂરેપૂરી પૂતળી એટલે જેઠાણી.

અને દેરાણી? દેરાણી ગરીબ ગાય જેવા સ્વભાવવાળી-સુશીલ, સભ્ય, વિવેકી ને માયાળુ. રૂપ રૂપનો કટકો!

અને એવી રૂપાળી, સુશીલ, શાંત ને રાંક સ્વભાવની દેરાણી ઉપર જેઠાણી જુલમ કરે એમાં નવાઇ શી?

જેઠાણી ઘડી વાર પણ દેરાણીને જંપવા ન દે. દેવાય એટલું દુઃખ દે. કરાવાય એટલું વહીતરૂં કરાવે. લાગ આવે તો દિયરજીની આગળ ઉધુંચતું સમજાવી માર પણ ખવડાવે! બિચારી દેરાણીના ત્રાસનો સુમાર નહોતો.

એટલામાં ભગવાનનું કરવું એવું કે તેના વરને પરદેશ ચાકરી કરવાનું થયું.

તે પરદેશ ગયો એટલે તો બિચારી જુવાન બાઇ પૂરેપૂરી જેઠાણીના કબજામાં આવી ગઈ.

જમદૂત સરખી જેઠાણી હવે જુલમ કરવામાં શાની બાકી રાખે ? બિચારીને પેટ પુરતું ખાવા ન આપે, પીવા પાણી ન આપે, જંપીને ઉંઘવા ન દે, અને દિવસ રાત આખા ઘરના ગદ્ધાવહીતરાનો બધો ઢસરડો ગરીબ દેરાણીના જ માથે. એ ઉપરાંત રોજ જેઠાણીના હાથનો મહાપ્રસાદ (!) વાંસામાં મળે એ તો વધારામાં જ !

આવું દુઃખ કયાં સુધી સહન થાય ? ગરીબ દેરાણી આખરે કંટાળી. એક દિવસ સાંજને છેડે ગામની ભાગોળે કુવે પાણી ભરવા ગઇ. ત્યાં ઠોકર વાગી ને માટીનું બેડું પુટી ગયું. એનું પરિણામ જેઠાણીની આગળ શું આવશે એની તેને સારી રીતે ખબર હતી.

આટલો આટલો જુલમ વેઠીને જીવવું, એ જીવતરમાં શી મજા ? એના કરતાં વનનાં જનાવરોનો વસવાટ સારો. જેઠાણી કરતાં તો વનની વાઘણુ પણુ ઓછી ઘાતકી હશે એમ દેરાણીની ખાતરી હતી.

તે બિચારી ગામમાં જવાને બદલે સીધી ગામ બહાર ચાલી. ખૂબ દૂર નદીને કાંઠે કાંઠે જંગલમાં આગળ ગઈ. ઘોર અંધારૂં થઈ ગયું. આખરે થાકી ત્યારે નદી કાંઠે બેઠી.

થોડીક વાર થઇ એટલામાં તો ઘુરરરરરર ! ! ! કરતો અવાજ સંભળાયો. એક વિકરાળ વાઘ નદીકિનારે પાણી પીવા આવ્યો હતો.

તે બ્હીને નાસી ગઇ એમ તમે ધારો છો? ખોટી વાત છે. તે તો મરવાને જ આવી હતી. જરાકે ગભરાયા વગર તે બોલી–"વાઘમામા ! ! ઓ વાઘમામા ! મારે મરી જવું છે. મને ખાઇ જાઓ."

વાઘ ચમકયો. આ બાઇ પણ જબરી ! મને વાઘમામાં કહે છે, ને પાછી ખાઈ જવાનું કહે છે ! માણુસ તો મને દેખે ત્યાંથી ભાગે, અને આ રાંક દુખિયારી છોકરી તો ખુશીથી મને મામા કહીને મારી નાખવા કહે છે ! એ કેમ બને ? એ તો મારી ભાણેજ થઇ ! એને કેમ મરાય ?

વાઘમામા કહે,–"ના રે બહેન, હું તને નહિ મારૂં. ખમ્મા મારી ભાણુજીને !"

દેરાણી કહે,–" પણ મારે તો મરી જ જવું છે. મને એટલું બધું દુઃખ પડે છે કે મારાથી સહ્યું જતું નથી."

અને એમ કહી તેણે રડવા માંડયું. ડુસકે ડુસકાં ખાઈને રડતી બાળાને જોઇને વાઘનું હૈયું વલોવાઇ ગયું. અરેરે ! આ બિચારીને આટલું દુઃખ ! આ માણુસ કરતાં તો અમે જંગલી પશુ વધારે સુખી ! ખેર; આ છોકરીનો કાંઇ પણ બંદોબસ્ત કરવો પડશે.

વાઘ કહે–"બહેન ! તું મારે ઘેર આવીશ ?"

દેરાણી કહે,–" હા; તમારે ત્યાં વાઘણમામીને ઘરકામમાં મદદ કરીશ, ને તમારાં છોકરાંઓને મારાં ભાઇ બહેન ગણી ઉછેરીશ."

વાઘે વિચાર્યું કે આ તો લાખ રૂપિયાની વાત. તે કહે,– "પણ બહેન! તને અમારે ત્યાં ગમશે? અમારાથી તો તમે બહુ બીહો. જો, મારૂં મ્હોં કેવું છે?"

દેરાણી કહે,–" મામા, તમારૂં મ્હોં તો જાણે પુનમનો ચાંદો! મને તો બહુ ગમે છે!"

ખુશામત તો ખુદાને પણ પ્યારી છે! વાઘમામા તો ખુશી ખુશી થઈ ગયા.

ફરી પૂછ્યું,–" મારી પૂંછડી કેવી છે?"

દેરાણી કહે,–" રૂપાળી. મજાની ગુચ્છાવાળી, ને બધાને બહુ ગમે એવી."

વાઘમામા તો સાતમે આસમાને ચડી ગયા! ફરી પૂછ્યું, "પણ મારા મ્હોંમાંથી વાસ કેવી આવે છે? તે તને ગમશે?'

દેરાણી કહે,–" હા; કેમ નહિ? સુખડના ઘસેલા ચંદન જેવી મીઠી વાસ કેમ ન ગમે?"

વાઘમામાની ખુશાલીનો પાર રહ્યો નહિ. તે કહે,–"ચાલ બહેન, બેસી જા મારી પીઠ પર. હમણાં જ તને મારે ઘેર લઇ જાઉં."

બાઇ વાઘની પીઠ ઉપર બેઠી. વાઘ તેને પોતાની બોડમાં લઇ ગયો.

દેરાણીનું નામ હતું સલુણા. વાઘની બોડમાં તેને રહેવાનું એવું ગમી ગયું કે તે પોતાનું બધું દુઃખ ને સંતાપ ભૂલી ગઇ.

વાઘનાં નાનાં બચ્ચાં સાથે રોજ ખેલવાનું. તેમને ઉંઘાડવાનાં ને હાલરડાં ગાવાનાં. ઉંઘી જાય ત્યારે બહાર જઇને જ્યાં મરજી પડે ત્યાં હરવા ફરવાનું. વનમાં કંદમૂળ ને ફળ ખાવાનાં. મીઠા ઝરાનાં પાણી પીવાનાં. પછી શું બાકી રહે?

વાઘની ભાણેજ એટલે આખા જંગલમાં ગમે ત્યાં જવાની તેને બીક તો હોય જ શાની? વાઘ, વાઘણ, અને તેમનાં બચ્ચાંને તો આ રાંક અને ભલી સલુણા જીવથી પણ વધુ વહાલી થઇ પડી હતી.

કોઈ કોઈ વાર સલુણાને મીઠાઇ ખાવાનું મન થાય તો તે પણ મળે. વાઘમામા જાય જંગલની બહાર, અને કોઇની જાન જતી આવતી હોય તેને લૂંટી લઇ બરફી, પેંડા, સેવો, ગાંઠીયા, ભજીયાં, પુરીઓ, માલપુડા, શીરો, કોપરાપાક, ચેવડો, ઘારી, વગેરે જે સપાટામાં આવે તે ઉંચકી લાવે.

આમ સલુણાને જંગલમાં વાઘની બોડમાં રહે ત્રણ વરસ વીતી ગયાં. એક દિવસ મળસકા અગાઉ સલુણા ઝબકીને જાગી. એની આંખમાંથી આંસુ સરવા લાગ્યાં.

વાઘણ જાગતી જ હતી. તે સલુણાને કહે,–" દીકરી, શું કરવા રડે છે? તને શું જોઇએ છે?"

સલુણા કહે,–" મને આજે એક વિચિત્ર સ્વપ્નું આવ્યું. મારા પતિનો મને મેળાપ થયો. તેમણે મારી સાથે ચલાવેલી ચાલ માટે માફી માગી, અને અમે હળીમળીને

અમારા ગામમાં એક નવું ઘર બંધાવીને જુદાં રહ્યાં. હાય ! મારા નસીબમાં એ દિવસ ક્યાથી.”

એમ કહી સલુણા જોરથી રડવા લાગી. વાઘણ તેને દિલાસો દેવા લાગી, અને કહ્યું કે, પ્રભુ કરશે તો તારૂં સ્વપ્નું ખરૂં પડશે. દીકરી ! પાછલી રાતનું સ્વપ્નું સાચું પડયા વગર ન રહે.

સલુણા અને વાઘણ આમ વાતચીત કરી રહ્યાં હતાં, એટલામાં જ શિકારે ગયેલો વાઘ મ્હોંમાં એક માણસને ઘાલીને લઇ આવ્યો.

વાઘનું મ્હોં બહુ જબરૂં હોય છે. વાઘ બનતાં સુધી પોતાના શિકારને પકડે ત્યાં જ મારી ન નાંખતાં તેને જીવતો પકડીને પોતાને મનગમતા સ્થળે લઇ જઇ, તેને થોડીક વાર આમ તેમ રમાડી, પછી ફાડી ખાય છે. એ નિયમ મુજબ ધીમે ધીમે લહેરથી શિકારને ફાડી ખાવા તે તેને અહીં લઇ આવ્યો હતો.

સલુણા બહાર આવી. જુએ છે તો એક જુવાન બ્રાહ્મણ લગભગ બેભાન અવસ્થામાં વાઘના મ્હોં આગળ પડયો છે.

સલુણાએ નીચા વળી સવારના ઝઝકળામાં ધારીને એ આદમીને જોયો. જોતાં જ તેનાથી ચીસ પડાઇ ગઇ. વાઘને તે કરગરીને કહેવા લાગી, “આને ન મારશો. એ તો મારા વર થાય !”

વાઘણ કુદકો મારીને બહાર આવી. સલુણાનું સ્વપ્નું આટલું જલદી ખરૂં પડયું જાણીને તે તો ખબ ખુશી થઇ ગઇ. તેણે વાઘને આઘો ખસેડયો. અંદરથી વાઘ પાણી લઇ આવ્યો. સલુણાએ પાણી છાંટી પોતાના પતિને ભાનમાં આણ્યો. તેણે પણ સલુણાને ઓળખી.

વાઘ અને વાઘણ શિકાર કરવા જઇએ છીએ એમ કહી જંગલમાં જતાં રહ્યાં. સલુણા અને તેનો પતિ લાંબે વખતે મળ્યાં. બન્નેની આંખમાંથી હરખનાં આંસુ રેલાયાં.

સલુણાના પતિએ ખુલાસો કર્યો કેઃ "હું આ ત્રણ વર્ષ જંગબાર દેશમાં જઈ ત્યાંથી પુષ્કળ માલમતા અને ધન એકઠું કરી લાવ્યો હતો. બંદરે ઉતરી આપણા ગામના શેઠ ઉપર રૂપીઆ પચીસ હજારની હુંડી લખાવી લાવ્યો છું કે માર્ગમાં ચોર લૂટારૂઓનો ભય ન રહે. રસ્તામાં વાઘના સપાટામાં સપડાયો તે અહીં આવ્યો, ત્યાં તું મળી."

સલુણાએ પણ પોતાની વીતક વાત કહી સંભળાવી. મન-ગમતાં ફળફુલવતી સલુણાએ પોતાના પતિને જમાડયો. આજ તેના આનંદનો પાર નહોતો.

બપોરે વાઘ ને વાઘણ આવ્યાં. સલુણા વાઘ અને વાઘણને પગે પડી. પોતાને ઘેર જવા દેવાની રજા માગી.

બન્નેમાંથી કોઈ બોલતું નથી. વાઘણની આંખમાંથી શોકનાં આંસુ સરે છે. વાઘ દુખ અને નિરાશાથી પૂંછડી પટકે છે. વાઘનાં નાનાં બચ્ચાં સલુણાના અંગે વીંટાઇ વળી જોરથી રડી રડીને તેને ન જવા સમજાવી રહ્યાં છે!

પશુઓનો આ પ્રેમ જોઇ સલુણાનું હૈયું ભરાઈ આવ્યું છે. તેનાથી બોલી શકાતું નથી. તેનો પતિ પણ ભીની આંખે આ દેખાવ જોતો એક ખુણામાં ઉભો છે.

આખરે થોડી વાર રહી વાઘણ બોલી, " બ્હેન ! હાલ તું અને તારો વર, બન્ને અહીં ખુશીથી રહો. તું મારે ઘેરથી સાસરે જાય, અને તને કરીયાવર કર્યા વગર મારાથી કેમ મોકલાય ? આજનો દિવસ રહી જા. કાલે સવારે તને અને તારા વરને વળાવીશું."

સલુણા અને તેનો ધણી ત્યાં રહ્યાં.

વાઘ અને વાઘણે આપસઆપસમાં મસલત કરી. વાઘ ગયો બંદર ઉપર આવેલા મોટા નગરમાં. ત્યાં તેણે ઝવેરીની દુકાન ઉપર હુમલો કર્યો. બધાં માણસો બીકનાં માર્યાં નાસી ગયાં. વાઘજીભાઇએ કબાટ તોડી નાખી અંદરથી હીરા મોતી ને સોનાના કીમતી દાગીના મોઢામાં લઇ લીધા, અને આવ્યા પોતાની બોડમાં !

બીજી બાજુ વાઘણ ગઇ એક શહેરની નજીક. ત્યાંના રાજાનો એક મહેલ શહેર બહાર હતો. ત્યાં રાજા હાલ રાણી સાથે રહેવા આવ્યો હતો. રાણીના જનાનખાનામાં વાઘણ ઘુસી, અને કીમતી હીરાગળ વસ્ત્રો, કીનખાબના કમખા, ભરગચ્છીના સાળુ, અંબરની ઓઢણીઓ, સોના રૂપાની નકસીદાર મોજડીઓ, વગેરે ઉપર સારી રીતે તરાપ મારી મ્હોંમાં લઈને નાસી આવી.

બીજે દિવસે વાઘણે સલુણાને હીર પહેરાવ્યાં, ચીર પહેરાવ્યાં, જર ઝવેરાતના દાગીના પહેરાવ્યા, અને બાકીની ચીજોની પોટલી બાંધી તેના વરને આપી.

વાઘણની આંખમાંથી શ્રાવણ ભાદરવો વરસી રહ્યો. તે બોલી,–" દીકરી ! હું તો તને કેમ કરીને કહું કે જા ? તારા વગર અમને જરાકે ગમવાનું નથી. પણ બેટા ! તું તો

સાસરે જ શોભે. એટલે સુખેથી તારા ધણી સાથે જા, ને મજા કર. બહેન, વિદાય થાઓ. દુધે નહાઓ, ને પુત્રે ઠરો. જ્યારે પણ કામ પડે ત્યારે અહીં ચાલી આવજે."

સલુણા પતિની સાથે બધાંની વિદાય લઈ પોતાને ગામ આવી. બન્ને જણાં ગામમાં જુદું ઘર લઇ બાદશાહી ઠાઠથી રહેવા લાગ્યાં. હવે જેઠાણી સલુણાને પજવી શકે એમ નહોતી.

એમ કરતાં બે વરસ વીતી ગયાં.

સલુણા એક દિવસ હીંચોળાખાટ ઉપર બેઠી બેઠી પોતાના નાના પુત્રને રમાડતી હતી, ત્યાં તેની જેઠાણી આવી. સલુણા સ્વભાવની ભોળી હતી. તેણે જેઠાણીને હરખભેર આવકાર આપ્યો.

પણ જેઠાણીના પેટમાં તો આડાં ને ઉભાં આવતાં હતાં. દેરાણીનો વૈભવ, તેની સુખ સાહેબી, અને વળી રાજાના કુંવર જેવો તેનો રૂપાળો છોકરો, એ બધું જોઇને જેઠાણી મનમાં ને મનમાં સળગી જતી હતી.

તે કહે–"બહેન સલુણા! જંગલમાં તું કયાં રહી હતી ?"

સલુણાએ વાઘ મામાએ તેની કેવી બરદાસ લીધી હતી તે વાત કહી બતાવી.

જેઠાણીએ મનમાં નકકી કર્યું કે હું પણ વાઘમામાને ત્યાં થોડા દહાડા રહી આવું. પછી થોડીક આડી અવળી વાતો કરીને તે પોતાને ઘેર ગઇ.

સાંજે જેઠાણી જંગલમાં નદીકિનારે ગઈ. બિચારાં દેડકાં આમતેમ રમતાં હતાં તેને પથરા મારવા લાગી. એટલામાં પેલો જ વાઘ પાણી પીવા આવ્યો.



હવે વાઘનો ક્રોધ કબજામાં ન રહ્યો. તેણે ભયંકર કીકીયારી કરી.

—પાન ૧૧૧

( વાઘમામા )

જેઠાણી કહે,–" ઓ વાઘમામા! મને તમારે ઘેર લઈ જાઓ. મારે તમારે ત્યાં આવવું છે."

વાઘે વિચાર્યું, "આ બાઈ પણ ખરી! લાવ એનું પારખું તો જોઇએ."

તેણે પૂછ્યું,–" કહે બાઇ, મારૂં મ્હોં કેવું છે?"

જેઠાણી,–" તમારૂં મ્હોં? વળી બીજું કેવું? મોટામાં મોટી બીલાડીના મ્હોંથી પણ મોટું. જોતાં જ છળી મરીએ એવું!"

વાઘ ઘુરકીને બોલ્યો,–" એમ કે? અને મારી પૂંછડી કેવી છે?"

જેઠાણી—"તમારી પૂંછડી વાંદરાની પૂંછડીથી જરાક વધુ મજબૂત ને જાડી છે, એટલું. બાકી બીજી તે કેવીક હોય?"

વાંઘે દાંત ભીસ્યા. આથી વધુ અપમાન શું હોય? તે જેમ તેમ પોતાનો ગુસ્સો દબાવીને બોલ્યો,–" અને મારા મોઢાની વાસ કેવી છે?"

જેઠાણી હીહીહી કરીને હસી પડી અને બોલી,–"તમારી વાસ? બાપ રે! એવી ગંધ મારે કે મ્હોંએ લુગડું જ દેવું પડે! અમારામાં કોઇ બહુ જ ગંદું ને દુર્ગંધ મારતું માણસ હોય તો અમે કહીએ કે વાઘના મ્હોં જેવી વાસ આવે છે!"

હવે વાઘનો ક્રોધ કબજામાં ન રહ્યો. તેણે ભયંકર કીકીયારી કરી. જેઠાણી ઉપર ધસ્યો. એનાં નાક અને કાન કરડી ખાધાં. ત્યાંથી ચાલ્યો ગયો.

સલુણાનો વાદ કરવા જતાં પોતાની જીભના ઝેરને લીધે જેઠાણી નાક કાન વગરની થઈ.

# (૨૧) સૌ સૌની ધૂનમાં !

એક ગામડાને પાદરે સવારના મળસકે ગામ લોકનું પંચ કોઇક ગામને લગતી બાબત વિષે વિચાર કરવાને મળ્યું હતું. ઘણાખરા લોક આવી ગયા હતા, ને હજુ કેટલાક આવવાના બાકી હતા.

એટલામાં એક કુકડો નજીકની જગ્યામાં કુઉ કુઉઉઉઉઉઉઉ ઉઉઉઉઉઉ કુઉઉઉઉઉઉઉઉઉઉઉઉઉક ! એમ બોલ્યો.

એનું બોલવું સાંભળી પ્રાણશંકર પંડિત નામના એક બ્રાહ્મણ, જેઓ સવારના પહોરમાં મોડા ઉઠવાને લીધે ન્હાયાધોયા વગર પાઘડી પહેરી કપાળે ભસ્મનો લપાટો લગાવી ઉઘાડે અંગે બેસ ચઢાવી ઘુંટણપુર ધોતીયાના "ફુલ ડ્રેસ"માં ત્યાં બેઠા હતા, તેમણે પોતાની અક્કલ ખાલી કરી: "આ કુકડાના બોલવામાં જે છે તે, કેવો ગૂઢાર્થ રહેલો છે. બંધો ! એ પોતાની ભાષામાં કેવું સરસ વદે છે કે:—

"સીતારામ કે દશરથ !"

કુકડેકુક, એનો આમ અર્થ થયો જોઇ, એક મિયાભાઇ ત્યાં બેઠા હતા; તે બોલી ઉઠયા,–" અરે તુમ ભિ કયા ચાર પરાનસંકરભાઇ, વો મરઘા તો ઐસા બોલતા હૈ કિ:—

## "અલ્લા તેરી કુદરત"

આ બન્નેની હકીકત સાંભળી એક સાવકશા નામના સોડા-વોટરની બાટલીના વેપારીથી ચૂપ ન રહેવાયું. તે પાટલુન પર મહામહેનતે ચપસીને પલાંઠો વાળતા બોલવા લાગ્યા,–" સું તમે લોક ખોતું ખોતું બોલોચ ! એ આય કૂકરો તો એમ કહેચ કે:–

## "સોરા લૅમન કે સરબટ !"

સાવકશા શેઠની આ વાત સાંભળી ગામનો સુથાર માધો મીસ્રી કેમ ચૂપ રહે ? ખાદીની જાડી બંડી પહેરેલા હાથે કપાળ લૂછતાં લૂછતાં તે બોલ્યો, " ચ્યમ શાવકશા શેઠ ! એ અમે તો ગોંમડામોં વરહાં થયાં રહીએ તે જનાવરાંની બોલી હારી રીતે જોંણીએ. એ તો એમ બોલે સે, કે:–

## " ફણી ફરસી કે કરવત !"

હવે જ્યારે માધો મીસ્રી બોલે ત્યારે કાંથડભાઇ કાછીયો છાનો રહે જ કેમ ? તેણે જાણ્યું કે હવે આપણને પણ બોલ-વાનો વખત આવી લાગ્યો છે. તે બોલી ઉઠયો, "ના, ના. કુકડો તો એમ કહે છે કે:—

## "પ્યાજ મીરચી કે અદરત !"

આ પ્રમાણે વાત સુથાર ને કાછીયા પર આવી ગઈ હતી, ત્યાં યશવંતલાલ ચાંપલા નામના પોતાને એક મહાન લેખક, ટીકા-કાર, ને વિદ્વાનમાં સમજનાર લેખકથી ચૂપ ન રહેવાયું. તે બોલી ઉઠયા;–" અધુના તો આપણા ભાષાસાહિત્યમાં જે અરાજકતાનું

સામ્રાજ્ય વ્યાપી રહ્યું છે તેથી આપણી સર્વ ઉચ્ચ ભાવનાઓનો વિચ્છેદ થઇ ગયો છે. વસ્તુતઃ તો આ પ્રભાતનો તપસ્વી કુકકુ-ટાધિપતિ એમ કવિ રહ્યો છે કેઃ—

**"બોલો શું છે સરસ ? નવચેતન કે ગુજરાત !"**

હવે જ્યાં સાક્ષરના શિરોમણી ઝળક્યા, ત્યાં કવિ નાથાલાલ-ભાઈ કાંઈ બોલ્યા વગર રહે ? તેમણે હાંકવા માંડયુંઃ શું વદો છો ત્હમે સાક્ષર ! કય્હાંક કૂકડો તે હેમ બ્હોલતો હશે ? એ કહુકડો તો બોલે છે હેમ, કેઃ—

**"જુઓ પ્હેલો પ[illegible]વ**

આ બધી ફેંકાફેંકીથી જેનું માથું પાકી આવ્યું હતું એવા વિઠ્ઠલનાથજી મંદિરના મુખ્યાજી શંકરરામ સમાધાની તમામ મંડળીને "જે શ્રી કૃષ્ણ" કરતા બોલ્યા કે–હે હરિજનો ! આ કુકડો ખરી રીતે તો એમ બોલે છે કે—

**"છોડો બધી ખટપટ !"**

હજુ વળી કોઇ નવો ભમરડો ઘુમાવત, પણ એટલામાં ભગલો હજામ, ગામના મુખી લખાભાઇ પટેલનો મોટી નળીવાળો ચાંદીનો હુકકો લઇને આવ્યો અને પાછળ મુખી પણ આવ્યા, એટલે આ વાત વિસારે પડી; ને બાપલા રામરામ ! રામરામ ભા ! જય સ્વામીનારાયણ ભાઈ ! જે શ્રીકૃષ્ણ પટેલ ! હોલ્લો સાહેબજી, મિ. લખાભાઈ પટેલ ! મહાશય વંદેમાતરમ ! એમ અનેક જાતના અવાજો થઈ રહ્યા.

# (૨૨) ઘાતકી ગમ્મત

બંસરીની ઉમ્મર છ સાત વર્ષથી મોટી નહોતી. એના જેવી ભલી, આનંદી ને હસમુખી બાળાઓ બહુ થોડી જ હશે. પણ દેખાદેખી કે બીજાં કારણોસર બંસરીનામાં એક અપલક્ષણ એ દાખલ થઇ ગયેલું હતું, કે પોતાની રમતગમતને માટે બીજાંઓને કેટલું ને કેવું સંકટ પડે છે, તેનો વિચાર કરવાની તે કદી દરકાર નહોતી કરતી.

પોતાનો બારથી તેર મહિનાનો ભાઈ ખોળામાં રમાડવા બંસરી લે ત્યારે તેને ગેલ કરતાં જોરથી દબાવે, ને તેને એટલો દાબે કે બાળક ચીસેચીસ પાડે, પણ બંસરીને ખબર ન પડે.

વળી મોજમાં આવે તો બંસરી પોતાની ત્રણ–ચાર વર્ષની નાની બેન સરયુને પકડી તેને એવી તો વીંઝીને પુદડી ખવરાવે, કે બિચારી સરયુ ચીસેચીસ મારે. કેટલીક વાર બા આવી સરયુને છોડાવે. ખૂબ રમત કરતાં બન્ને જણને ચકરી આવે ને ધબ્બ લઇને પડી જાય, તથા હાડકાં પાંસળાં શેકાઇ જાય ત્યારે જ બિચારી સરયુનો છુટકો થાય.

બંસરી બીજાં છોકરાંને લઇને હીંચકે બેસે તો એવડા મોટા હીંચકા ખાય કે કોઇને પણ બીક લાગ્યા વગર ન રહે. બીજાં છોકરાં કારમી ચીસો પાડે.

વળી જનાવરો જોડેની બંસરીની ધીંગામસ્તીની તો વાત જ નહિ કરવાની. ગાય 'ગવાનેક' (ગવાન્ન) ખાવા આવે ત્યારે તેનાં શીંગડાં પકડીને તેને નીચી નમાવે. દીવાળીના દહાડા હોય ત્યારે બિચારાં નાનાં નાનાં કુતરાંની પૂંછડી સાથે ફટાકડા ટીંગાડી તે સળગાવે, ને જ્યારે તે મુંગું પ્રાણી કારમી ચીસો પાડતું ત્રાસીને આમ તેમ દોડે ત્યારે બંસરીના આનંદની સીમા ન રહે!

કુતરી વીયાય એટલે બચ્ચાંની કમબખ્તી બેઠેલી સમજવી. બંસરી બચ્ચાંને હાથમાં લે, રમાડે, ખોળામાં બેસાડે, ને પછી ખૂબ તાનમાં આવે ત્યારે બિચારાં બચ્ચાંને અદ્ધર હવામાં દડાની માફક ઉછાળીને ઝીલે! એમ કરતાં વારંવાર બચ્ચું જમીનપર પછડાય ને ઉંચે હવામાં અકળાય. પણ બંસરીને તેનો હિસાબ જ નહિ. તે તો ઉભી ઉભી હસ્યા જ કરવાની ને ગમ્મત મેળવવાની. કુરકુરીયાંને હવામાં ફુટબોલ (પગ દડા) ની માફક ઉછળતું જોઇને બંસરી ઉલટી વધારે ખુશી થાય!

બિલાડીનાં બચ્ચાંના પણ આવા હાલ હવાલ થાય. તેમને બિચારાંને પૂછડીએથી ઉંચકીને ઉંધાં ઉંધાં જ ફુદડી ફેરવે. અલબત્ત તેઓ તો લાગ આવે ત્યારે નહોરવતી જરાક મહાપ્રસાદી પણ આપે; એટલે કુતરાનાં બચ્ચાં કરતાં તેમની કનડગત ઓછી થાય ખરી.

આમ બંસરી બધાને તોબા પોકરાવતી. આવી ઘાતકી ગમ્મતથી તેને વિચિત્ર આનંદ થતો. પોતાની રમતથી બીજાંને કેવું ને કેટલું દુઃખ થાય છે એ જાણવાની બંસરીને દરકાર હતી નહિ. તેની આ ઘાતકી ટેવને માટે તેની બા તેને બહુ વારતી, પણ બધું ધુળપર લીંપણ સરખું.



બંસરીએ બિચારા નિર્દોષ બચ્ચાને... કુવામાં નાખી દીધું
—પાન ૧૧૭

( ઘાતકી ગમ્મત )

પણ એક દિવસ તો બંસરીના તોફાનની હદ આવી ગઈ. તેની ઘાતકી ગમ્મતે ભયંકર સ્વરૂપ પકડયું. સાંજનો વખત હતો. તેની બા ઘરકામમાં ગુંથાયલી હતી. બાપા બહાર કચેરીમાં ગયા હતા. પાસેના વાડામાં એક કુતરી થોડા જ દિવસની વીયાયલી હતી. એ કુતરી બચ્ચાંને મૂકીને બહાર ફરવા ગયેલી હતી.

બંસરીએ એક ફક્કડ કુરકુરીયું લીધું, અને તેની સાથે રમવા લાગી. રમતાં રમતાં તેને એક ભયંકર ઘાતકી વિચાર આવ્યો. વાડાની એક બાજુએ ખુણામાં એક હવડ કુવો હતો. તેમાં સહેજસાજ પાણી–નહિ જેવું–હતું. અંદર મટોડું વગેરે નાખી તે પૂરી દેવાનો હતો. બંસરીએ બિચારા નિર્દોષ બચ્ચાને કાંઇ પણ પરિણામનો વિચાર કર્યા વગર એ કુવામાં નાખી દીધું !

નાખતાં તો નાખ્યું, પણ પછી બંસરીના આખા અંગે ધ્રુજારી વછુટી. આ જોખારા કામ માટે તેનું કાળજું થરથર કંપવા લાગ્યું.

અંદર ધબાકો થયો ને પેલા કુરકુરીયાએ અતિશય કારમી ને દયામણી ચીસો પાડવી શરૂ કરી. તે નિર્દોષ બચ્ચાંની એકે એક ચીસ બેધારા છરાના ઘા માફક બંસરીની છાતીમાં ખુંપવા લાગી.

તે દોડીને મેડીએ ચઢી ગઈ. એટલામાં એ બચ્ચાંની મા–કુતરી આવી પહોંચી, અને પોતાના બચ્ચાની ચીસો સાંભળી તે કુવાના થાળા આગળ ઉભી ઉભી જોરથી રાડો પાડવા મંડી.

થોડીક વારમાં આજુબાજુનાં માણસોનુ ધ્યાન તે તરફ ખેંચાયું.

એક ટોપલીમાં નાનો પથરો મૂકી દોરાવતી તે કુવામાં ઉતારી. પણ નાનું બચ્ચું બિચારૂં શું સમજે? તે અંદર ન આવી શકયું, એટલે તેને બહાર કાઢી ન શકાયું. કોઇને એમ તો ન જ સમજ પડી કે એ ગોઝારૂં કામ બંસરીનું હશે.

રાત પડી. બધાં વાળુ કરીને સુઇ ગયાં. બંસરી પણ સુતી. પણ આજે બંસરીને આખી રાત ઉંઘ ન આવી.

દબાયલા સાદે વારંવાર પેલું કુરકુરીયું કુવામાં ડચકાં ખાઇ કારમી ચીસો પાડતું હતું. તેનો અવાજ તથા વારંવાર કુતરીની કાળજાં વીંધનારી ચીસોથી બંસરી કાયર થઇ ગઇ. કરેલાં કામનો તેને ભારે પસ્તાવો થયો.

આખી રાત તેણે રડીરડીને કાઢી.

સવારના તે બિચારૂં બચ્ચું બંસરીના અધમ સ્વભાવની ઘડીભર મોજને પરિણામે મરણ પામ્યું. બંસરીએ આ બનાવ પછી આવાં ઘાતકી તોફાનો છોડી દીધાં.

ઉપલી વાતને વીસ વર્ષ વહી ગયાં. એટલા વખતમાં તો જ્યાં ત્યાં ભારે ફેરફારો થઇ ગયા હતા. નાનકડી બંસરી બાળા મટીને મોટી સ્ત્રી બની હતી.

બંસરીના કમનસીબે તે જ્યારે પંદર વર્ષની થઇ ત્યારે તેનાં માબાપે એક પીસતાળીસ વર્ષના બીજવર સાથે તેનાં લગ્ન કરી નાંખ્યાં.

બંસરીને વીસમે વર્ષે એક પુત્ર અવતર્યો. લલિત આખા કુટુંબની આંખની કીકી હતો. બંસરીના ધણીની અઢળક મિલ્કતનો

એકપૂરો વારસ એ હતો. લલિતની ઉમ્મર જ્યારે છ વર્ષની થઇ ત્યારે તેનો બાપ (એટલે કે બંસરીનો ધણી) દમના રોગને લીધે મરણ પામ્યો. બંસરી છવીસ વર્ષની ભરજુવાન વયે વિધવા થઇ. લલિત હયાત હતો, ને તેની ઉમ્મર છ વર્ષની હતી, ત્યારે જ લલિતના બાપ મરણ પામેલા હતા. એટલે મૃત્યુપત્ર (વીલ) જેવું તેમણે કાંઈ કરેલું નહોતું, કારણ લલિત હક્કદાર વારસ હતો.

હજુ તો બંસરીને વિધવા થયે ભાગ્યે જ ત્રણચાર મહિના થયા હશે, ત્યાં અચાનક એક કારમો બનાવ બન્યો.

બપોરનો વખત હતો. બંસરી બેઠી બેઠી કોઇક કપડું લઇને સીવતી હતી. નાનકડો લલિત આંગણે રમતો હતો.

અચાનક એક મોટો કુતરો દૂરથી દોડતો દોડતો આવ્યો. તેના મ્હોંમાંથી ખૂબ લાળ ઝરતી હતી, ને ભયંકર ચીસો પાડતો હતો. તેની પૂંછડી વાંકી મટીને સીધી બની ગઈ હતી. કુતરો હડખાયો થયો હતો.

હજુ તો લલિત ગભરાઇને આઘો ખસી જાય તે અગાઉ તે કુતરાએ ઘાતકી રીતે લલિતપર હુમલો કર્યો. તેના હાથે પગે ને પેટ આગળ જોરથી બચકાં ભર્યાં.

આજુબાજુના લોકો દોડી આવ્યા. બંસરી તથા તે લોકોએ મળીને કુતરાને મારીને કાઢી મૂક્યું. તે દિવસે ગામમાં એ હડખાયું કુતરૂં પંદર વીસ જણને કરડયું હતું, પણ તેમાં લલિતને સૌથી વધારે ઈજા થઇ હતી.

શરીરપર કાંઈ ઘા પડે તેની વેદના કરતાં કુતરાના કરડ-વાથી થતી વેદના બહુ ભયંકર હોય છે. આખા શરીરમાં ભારે દાહ ઉઠે છે. પાણી! પાણી! કરીને દરદી ચીસો પર ચીસો મારે છે.

લલિતનું કુમળું શરીર, હડખાયું કુતરૂં, ને તેનો ઘાતકી હુમલો, એ બધાને લીધે તેની ભારે દુર્દશા થઈ ગઇ. ડોક્ટરને બોલાવ્યો. ચાંપતાં ઉપાયો લીધા. પણ લલિતને આખે અંગે ઝેર વ્યાપી ગયું હતું એટલે ચાંપતી સારવાર છતાં કાંઇ ન વળ્યું. થોડા દહાડામાં ગરીબ બિચારા લલિતને હડકવા લાગુ પડયો. સન્નિપાતનો તાવ જોરથી શરૂ થયો. આ સન્નિપાતના તાવમાં તેણે ભયાનક ચીસો પાડી. હડકવા લાગુ પડેલું બાળક કુતરાના જેવી જ ડરામણી ને કારમી ચીસો પાડે છે.

લલિત પણ તેવી જ ભયંકર કારમી ચીસો પાડી રહ્યો હતો. રાતના સૂના અને શાંત વખતે આખી રાત લલિતની કારમી ચીસો ચાલુ જ રહી. તેની એકેએક ચીસ બંસરીનું કાળજુ વીંધી રહી હતી.

વળી સૌથી વધારે કંપાવનારૂં તો એ હતું કે આજથી વીસ વર્ષની વાત ઉપર બંસરીએ નાનપણમાં પેલા કુતરાનાં બચ્ચાંને કુવામાં ફેંકી દીધેલું, ત્યારે તેની માની કારમી દયામણી ચીસોનો અવાજ લલિતની ચીસોમાં બંસરી સાંભળી શકતી હતી.

વચમાં વચમાં લલિતને ભાન આવતું ત્યારે, "મા! મને બહુ દુઃખ થાય છે. બા? ઓ બા રે! મને મટાડ! પાણી આપ! મને ન તલસાવ!" એમ દયામણી ચીસો પાડતો.

માતા લલિતને છાતી સાથે ચાંપતી, પાણી પાતી ને કહેતી,–“બાપુ! લલિત! દિકરા! તને મટી જશે હો! છાનો રહે બેટા, સુઇ જા. લે પાણી. ઓ મારા દિકરા! હાય! હાય! હું હવે શું કરૂં? મારાં પોતાનાં પાપકર્મેજ મારો દિકરો દુઃખી થાય છે!” અને એમ બોલી ચોધાર આંસુ વરસાવતી બંસરી રડતી.

સવારના પહોરમાં લલિત મરણ પામ્યો. બંસરી હૈયાફાટ રડી. તેના દુખનો પાર રહ્યો નહિ.

દુખનું ઓસડ દહાડા. વખત તે કોઇને માટે થોભતો હશે? લલિતના મોતને પણ બે વર્ષ વીતી ગયાં હતાં.

લલિતના બાપે મૃત્યુપત્ર ન કર્યું તેનાં કડવાં ફળ બંસરીને લલિતના મરણને લીધે હવે ભોગવવાં પડતાં હતાં. તમામ મિલ્કત બંસરીના કબજામાંથી જઈ લલિતના બાપના બીજા વારસોને મળી હતી.

બંસરીને ધણીનો શોક, પુત્રનો શોક, અને તેમાં પણ આખા જન્મારા માટે તે પારકાના અનાજની ઓશીઆળી રહી. નસીબ તેની પર આટલું ઘાતકીપણે રૂઠયું. કહ્યું છે કે,–

તુલસી હાય ગરિબની, કદી ન ખાલી જાય,
મુઆ ઢોરના ચામથી, લોહ ભસ્મ થઈ જાય.

મરેલા ઢોરના ચામડાની બનાવેલી ધમણવતી ખૂબ ધીખેલો દેવતા લોખંડને પણ ખાખ બનાવી દઈ શકે છે. ઢોરને લોખંડના હથીયાર વતી કાપવામાં આવે છે અને એ ઢોરના મરી ગયા પછી ઢોરના ચામડાની બનેલી ધમણ લોખંડ ઉપર વેર લઈ તેને ખાખ કરી નાખી શકે છે.

## (૨૩) ચંદ્રમાં સસલું કેમ દેખાય છે ?

**પ્રા**ચીન કાળમાં એક સસલું, શિયાળ, વાંદરો, અને બગલો એ ચાર પ્રાણીઓ એક જગ્યાએ રહેતાં હતાં. તેઓ બહુ જ સદ્ગુણી અને પવિત્ર જીવન ગુજારતાં હતાં. તેમની સારી રહેણીકરણીની વાત ચોતરફ ફેલાઇ રહેલી હતી.

કાશીનગરીમાં પવિત્ર ગંગા કિનારે એક આશ્રમ બાંધી તેઓ ત્યાં રહેતાં હતાં. તેઓ ગરીબોને દાન દેતાં, સાધુસંતોને સદાવ્રતથી સંતોષતાં તથા પોતે પણ અપવાસ વગેરે ધર્મ ને ક્રિયાકાંડો કરી ઉત્તમ જીવન જીવતાં હતાં.

એક દિવસે સાંજને સમે એક ગરિબ ભિખારી અતિથિ તરિકે આવી ચઢયો. તેણે શિયાળની પાસે જઇ ભિક્ષાની માગણી કરી.

શિયાળે કહ્યું,–"પધારો મહારાજ ! મને આજે સારો શિકાર મળેલો છે. આપને હું હમણાં જ આ માંસ શેકીને આપું છું."

અતિથિએ કહ્યું–"હું મરેલાં જનાવરનું માંસ ખાતો નથી." એમ કહીને એ ત્યાંથી ચાલતો થયો.

આગળ જતાં બગલો ધ્યાન ધરીને બેઠો હતો ત્યાં અતિથિ ગયો અને ભક્ષની માગણી કરી. બગલાએ માછલાં આપવા જણાવ્યું.

અતિથિએ કહ્યું,–" મારે માછલાં જોઇતાં નથી. " એમ કહીને તે ત્યાંથી પણ ચાલતો થઇ ગયો.

આગળ જતાં અતિથિ વાંદરાની પાસે ગયો. વાંદરાએ તેને ફળ આપવાની માગણી કરી. પણ અતિથિએ કહ્યું–મને એવાં ફળ જોઇતાં નથી. એમ કહી તે ત્યાંથી પણ ચાલી ગયો; અને જ્યાં સસલું બેઠું હતું ત્યાં આવી પહોંચ્યો. તેની પાસે પણ તણે ભોજનની માગણી કરી.

સસલાએ કહ્યું,–"તમે દેવતા ચેતાવો. હું હમણાં તમને ભોજનની જોગવાઇ કરી દઉં છું."

અતિથિએ દેવતા સળગાવ્યો. અંદર એક મોટો પત્થર હતો. જ્યારે તે દેવતાના તાપથી લાલચોળ થઇ ગયો ત્યારે સસલું ઠેકડો મારીને તે પત્થરપર પડયું અને બોલ્યું,–"તમે હવે મને ખાઇ જજો. હું હમણાં જ શેકાઇ જઇશ. મારૂં કુમળું માંસ તમને જરૂર સ્વાદિષ્ટ લાગ્યા વગર નહિ રહે."

પણ અગ્નિમાં શેકાઈ જવાને બદલે જાણે ગુલાબના અત્તરની ઠંડક અનુભવતું હોય એમ સસલાને મજાની ટાઢક વળવા લાગી. નવાઇ પામીને તેણે પૂછ્યું,–" આમ કેમ થાય છે ? દેવતા જોરથી પ્રકટાવો."

થોડીક વારમાં અતિથિની જગ્યાએ એક મહાન્ પવિત્ર તેજસ્વી પુરૂષ દેખાયો. તે બીજા કોઈ નહિ પણ સાક્ષાત ઇન્દ્રદેવ હતા. તેમણે સસલાને આશીર્વાદ આપી બહાર કાઢયું અને કહ્યું,–"હે ઉત્તમ પ્રાણી ! તારા અનુપમ સ્વાત્માર્પણથી હું બહુ જ રાજી થયો છું. તારો જન્મમરણનો ફેરો આજથી ટળી જશે. તું સદા કાળને માટે ચંદ્રલોકમાં વાસો કરીશ."

એમ કહી ઈન્દ્રદેવે સસલાને ચંદ્રલોકમાં વિદાય કર્યું. આજ પણ ચંદ્રમાં રાતના તમને જે સસલાનો આકાર દેખાય છે તે આ સ્વાત્માર્પણ કરનાર સસલાનો જ છે એમ નક્કી માનવું.

## (૨૪) દુનિયાની મીઠી ચીજ–મીઠું !

**એક** હતો રાજા. તેને બે રાજકન્યાઓ હતી. એક દહાડો તેણે મોટી કુંવરીને પૂછ્યું,–"બહેન ! કહો જોઇએ, દુનિયામાં સૌથી મીઠી વસ્તુ કયી ?"

રાજકન્યાએ જવાબ દીધો,–"સાકર–ખાંડ, તે બધાથી ગળીચી જ છે."

પણ નાની રાજકન્યા બોલી ઉઠી,–"પિતાજી ! મીઠું દુનિયાની સર્વથી મીઠી ચીજ છે."

રાજા સમજ્યો કે છોકરી મારી મશ્કરી કરે છે; મને બનાવે છે. તેને ખોટું લાગ્યું. નાની રાજકન્યાને રાજ બહાર કાઢી મુકી.

પોતાની વીણા લઈ જંગલમાં એક વિશાળ બોરસલીના ઝાડને છાંયડે બેસી રાજકન્યા મધુર ગીતો ગાવા લાગી. વગડાનાં જાનવરો ઘડીભર તે મધુર ગીતને સાંભળવા થંભ્યાં.

એટલામાં એક રાજા શિકાર કરવા જતો હતો. તેની નજરે રાજકન્યા પડી. રાજકન્યાને અંગેઅંગ નીતરતા પાર વગરના રૂપ અને મોહકતાને લીધે રાજાએ રાજકન્યાને પરણવાની માગણી કરી.

રાજકન્યાએ હા પાડી. રાજા તેને લઈ પોતાની રાજધાનીમાં ગયો. તેઓ બન્નેનાં મોટી ધામધુમથી લગ્ન થયાં.

એક દિવસ નવી રાણીએ મોટી ઉજાણી કરી. ઘણાં જાણીતાં માણસોને નોતર્યાં. પડોશનું રાજ્ય પોતાના પિતાજીનું હતું, એટલે તેમને પણ આમંત્રણ આપ્યું.

રાજાને ખબર નહિ કે પોતાની નાની કુંવરીને ત્યાં જ જમવા જવાનું છે.

જમણવાર ખૂબ ધામધુમથી શરૂ થયો. રાજકુંવરીના બાપે જમવાનું શરૂ કર્યું. પરંતુ તે દરેક ચીજ ખાઇ ખાઈને પાછી મૂકી દેવા તથા મ્હોં કટાણું કરવા લાગ્યો. બધાંઓએ પણ તેમ જ કર્યું. એકી સાથે બધા બોલી ઉઠયા, “આજે જમવાના પદાર્થોમાં મીઠું જ નથી. તે વગર બધી ચીજો સ્વાદવગરની લાગે છે.”

રાજકન્યાએ પોતાના મ્હોંપરનું વસ્ત્ર ઉંચું કરી પિતાને દર્શન દીધાં. તેના પગે પડીને તે બોલી,–“પિતાજી! જોયો મીઠાનો પ્રભાવ? સારી સારી રસોઈ કરો, પણ મીઠા વગર તમામ નકામી અને સ્વાદ વગરની છે. મીઠું ‘સબરસ’ ગણાય છે. એ જ કારણને લઇને મેં મીઠાને સૌથી મીઠું કહ્યું હતું!”

વૃદ્ધ રાજા બહુ રાજી થયો. દીકરીને છાતીસરસી ચાંપી.

## (૨૫) ચમત્કારી મુગટ

બે ભાઈ હતા. મોટો અને નાનો. તેમના બાપે મૂકેલી પુષ્કળ મિલ્કત બન્ને ભાઇઓએ સરખે ભાગે વહેંચી લીધેલી. મોટો ભાઈ તો કરકસરથી રહે એટલે તેનું તો ગાડું બરાબર ચાલતું.

પણ નાના ભાઇ તો લાલા લહેરી! ખૂબ અમનચમનમાં રહે, અને ધૂમ નાણાં ખરચે. થોડાક જ વખતમાં "અલ્લા! એક બદામ!" જેવા તે થઇ ગયા.

હવે તે પોતાના મોટા ભાઇની સાથે રહેવા લાગ્યો. ત્યાં પણ તેણે પોતાની ઉડાઉ ટેવ છોડી નહિ. મોટા ભાઇને ત્યાં પણ તેણે પૈસા છૂટે હાથે ખરચવા માંડયા.

મોટો ભાઇ ગભરાયો. આમ કેમ ચાલે? એ ખાખાવરખો થઇ ગયો, અને હવે મને પણ કરશે? તે ગુંચવાયો.

પોતાની માલમિલ્કત તેણે ગુપચુપ વેચી દીધી અને બીજા દેશમાં જવા નીકળ્યો.

પણ તેનું નસીબ બે ડગલાં આગળ હતું. જે વહાણમાં તે પરદેશ જવા નીકળ્યો તે વહાણમાં જ છુપી રીતે તેને નાનો ભાઇ પણ ઘુસી ગયો હતો.

મોટો ભાઈ મીસર દેશના કિનારે ઉતરે ત્યાં તો નાના ભાઇએ તેને નમીને સલામ કરી ! મોટો ભાઇ ચીડાયો. પણ શું કરે ? છેવટે પોતાની સોના મહોરોની થેલી કમરે બાંધી. તેણે નાના ભાઈને કહ્યું કે, તું અહ થોભ. હું સામાન ઉંચકવાને અને બેસવાને માટે ગામમાંથી ખચ્ચર લઈ આવું.

એમ કહી મોટો ભાઈ ગયો તે ગયો. પાછો આવ્યો જ નહિ ! નાના ભાઈએ ખૂબ રાહ જોઈ. પણ મોટા ભાઇનો કાંઇ પત્તો ન ખાધો. તે તેની તપાસમાં નીકળી પડયો.

રસ્તામાં તે ભૂલો પડયો અને એક ઘોર જંગલમાં નીકળી ગયો. ત્યાં તે જેમ જેમ બહાર નીકળવા જાય તેમ તેમ ભૂલો પડે. ઝાડનાં કંદમૂળ ખાઈ તે ગુજારો કરવા લાગ્યો.

એમને એમ જંગલમાં તેને છ મહિના વીતી ગયા. એક વખતે જંગલમાં ત્રણ બીહામણા રાક્ષસોને તેણે મારામારી કરતા જોયા. તે તેમની પાસે ગયો ને લડવાનું કારણ પૂછ્યું.

એક રાક્ષસે ખુલાસો કર્યો કે અમારો બાપ હાલ મરણ પામ્યો છે. તેણે ત્રણે ચમત્કારી ચીજો અમારે માટે રાખી છે. એક **સુલેમાની શેતરંજી. બીજી ચમત્કારી ચાબુક** અને **ત્રીજો જાદુઈ મુગટ.**

શેતરંજી ઉપર બેસીને ચાબુકનો એક ફડાકો બોલાવ્યો કે જ્યાં મનમાં ધારીએ ત્યાં જવાય. આ **જાદુઈ મુગટ** માથે મૂકયો કે એકદમ અદૃશ્ય થઇ જવાય. હવે કોણ કયી વસ્તુ લે તેની તકરાર પડી છે.

આપણા લહેરી લાલા કહે,–"એમાં વઢો છો શાના? જુઓ, આ ઝાડ ઉપર ચડી હું એક બાણ ધનુષ ઉપર ચડાવીને છોડું છું. તમે ત્રણે સામટા તે લેવા દોડો, જે પહેલો લઈને આવે તે ત્રણે ચીજો લે."

રાક્ષસોએ એ વાત કબુલ કરી.

પેલાએ બાણ છોડયું. ત્રણે રાક્ષસો દમ બાંધીને દોડયા.

પેલો તો તરત જ શેતરંજી પર બેઠો, હાથમાં ચમત્કારી ચાબુક લીધી, અને માથે જાદુઈ મુગટ મૂકયો. ચાબુકનો એક ફડાકો બોલાવી તેણે કહ્યું કે મારો મોટો ભાઈ જે ગામમાં હોય તે ગામમાં મારે જવું છે.

તરત જ તે અદ્દશ્ય થઈને ઉડયો.

પેલા રાક્ષસો પાછા આવ્યા એટલે સમજ્યા કે આપણે બન્યા. પણ હવે તેઓ લાચાર હતા.

નાનો ભાઈ ઉડતો ઉડતો એક રાજાના નગરમાં આવી પહોંચ્યો. ત્યાં એક દાંડીવાળો ઢંઢેરો પીટતો હતો.

રાજાની શાહજાદી રોજ રાત્રે સુતી હતી અને સવારે ઉઠતી ત્યારે બહુ થાકી જતી હતી. રાત્રે તે કયાં જતી હતી તે સમજ નહોતી પડતી. તેની તપાસ કાઢી આપનારને શાહજાદીની સાથે શાદી કરાવી આપવા ઉપરાંત અર્ધું રાજ્ય આપવાનો ઢંઢેરો પીટાતો હતો.

તેમાં એક આકરી સરત એ હતી કે જો ભાળ ન મળી શકે તો તે ઉમેદવારનું ડોકું ધડથી જુદું થાય.

નાનો ભાઈ ચાલ્યો સીધો રાજમહેલમાં. ત્યાં જઈ રાજકુંવરીની ભાળ કાઢવાનું તેણે માથે લીધું.

રાત્રે તે શાહજાદીના દિવાનખાનાની બહાર સુતો, ને ઉંઘી જવાનો ઢોંગ કર્યો.

મધરાત થઇ એટલે શાહજાદી ધીમેથી બહાર નીકળી. તેનો એવો નિયમ હતો કે બહાર તપાસ રાખનાર કોઈ હોય તેને ઘારણનો મંત્ર મારી ઉંઘમાં નાખી દેવો. જે તપાસ કરવા આવે તે ઉંઘે શાનો ?

પણ આ વખતે જુદો જ મામલો હતો. પેલો નાનો ભાઇ ઢોંગ કરીને ઉંઘતો હતો. તેને ખરેખર ઉંઘતો ધારી તેણે તેના ઉપર મંત્રનો પ્રયોગ કરવાની જરૂર જોઈ નહિ. એમ છતાં પોતાની ખાતરી કરવા તેણે તેના પગને જરાક ગલીપચી કરી જોઇ. પણ નાનો ભાઈ પહોંચેલો હતો. તે જરાકે સળવળ્યો નહિ.

આખરે શાહજાદી તેને ઉંઘી ગયેલો ધારી બહાર નીકળી બગીચામાં આવી. ગુપચુપ નાનો ભાઇ પણ તેની પાછળ આવ્યો.

શાહજાદીએ બગીચામાં આવી એક તાળી પાડી અને કાંઇક મંત્ર બોલી. તરત જ જમીનમાંથી એક રાક્ષસ બહાર નીકળી આવ્યો. તેના માથે એક મોટો થાળ હતો. શાહજાદી એ થાળમાં બેઠી.

નાના ભાઇએ માથે પેલો જાદુઈ મુગટ પહેરી લીધો, અને તે પણ થાળમાં શાહજાદીની પાછળ ચડી બેઠો.

રાક્ષસને થાળ ભારે લાગે ને શાહજાદી આમતેમ જુએ. પણ ભાઈ સાહેબે માથે પેલો જાદુઇ મુગટ પહેરેલો એટલે શાહજાદીને દેખાય કયાંથી ?

શાહજાદી તો ઉડતી ઉડતી કોઇ વિચિત્ર મુલકના બગી-ચામાં આવીને ઉતરી. સામે એક મહેલ હતો. અંદર ચારે બાજુ સોનાની દિવાલો ને અંદર હીરા, મોતી ને માણેક જડેલાં. નર્યાં

ચોખ્ખા અત્તરના તો ફુવારા ઉડે! ગુલાબજળના પાણીથી ભરેલા એક સંગેમરમરના સુંદર હોજમાં શાહજાદી નાહી. પછી ખૂબસૂરત પોશાક સજી અંદર મહેલમાં ગઈ.

ત્યાં એક ખૂબ શણગારેલા દિવાનખાનામાં તેના જેવી જ બીજી બે સુંદરીઓ બેઠી હતી. ત્રણેએ એકઠાં મળી નાચ તાન ને ગાયનો શરૂ કરી દીધાં.

સવાર થવા આવ્યું ત્યાં સુધી તેમણે નાચ કર્યો. પછી થાકીને શાહજાદી એક પલંગ ઉપર બેઠી. એક દાસી પાસે શરબતનો પ્યાલો મંગાવ્યો.

દાસીએ શરબત આપ્યું. તે પીને તેણે પ્યાલો પાછો આપ્યો. નાના ભાઈએ છુપી રીતે પેલો પ્યાલો લઈ લીધો.

પછી વહેલી વહેલી શાહજાદી બહાર આવી. ફરીથી પેલા થાળમાં બેઠી. નાનો ભાઇ પણ પાછળ ચડી બેઠો.

શાહજાદી પોતાના ખરા રાજમહેલમાં આવી એટલે નાનો ભાઈ થાળમાંથી કુદકો મારી ઝડપથી પોતાની જગ્યાએ જઈને ઉંઘી ગયો. શાહજાદી ધીમે પગલે અંદર ગઈ.

સવારે દરબારમાં બાદશાહને નાના ભાઈએ શાહજાદીની બધી વાત કહી અને સાબીતીમાં શરબતનો પ્યાલો રજુ કર્યો.

બાદશાહે કરાર મુજબ એ સાહસિક જુવાનની સાથે શાહજાદીની શાદી કરી આપી તેને અર્ધું રાજ આપ્યું.

નાના ભાઈએ મોટા ભાઈની ભાળ કઢાવી તેને પણ પોતાની સાથે મહેલમાં રાખ્યો.

પછી તો તે શાહજાદી સાથે અમન ચમનમાં રહીને રાજ ચલાવવા લાગ્યો.

# (૨૬) પ્રમાણિકપણાની પરીક્ષા

એક સુલતાન હતો. તેના રાજમાં ખજાનચીની નવી નિમણુક કરવાની હતી. આ કામને માટે તેને કોઈ ખરેખરો પ્રમાણિક અને નિમકહલાલ માણસ જોઈતો હતો. સુલતાનના વડા વજીરે કહ્યું કે,–"જહાંપનાહ! હું કહું તેમ કરો, તો તમને ખરો પ્રમાણિક માણસ દેખાડી દઉં."

સુલતાને હા પાડી.

વડા વજીરે મોટા પગારવાળી ખજાનચીની જગ્યા માટેના તમામ ઉમેદવારોને અમુક દિવસે રાજદરબારમાં અમુક ઓરડા-ઓમાં થઈને આવવાનું કહ્યું.

ઠરાવેલા દિવસે દરબારમાં બધા ઉમેદવારો આવ્યા.

વજીરના કહેવાથી સુલતાને કહ્યું: –"દરેક ઉમેદવારનું આરોગ્ય કેવું છે તે જાણવાની જરૂર હોવાથી દરેકે ઉભા થઈને નાચ કરવો!"

આશરે સો ઉમેદવારો હતા. બધાએ જાણે શરમાઈ ગયા હોય એમ નાચવાની ના પાડી.

માત્ર એક જ ઉમેદવાર નાચવાને તૈયાર થયો. તેણે ખુશાલ જીવે પોતાને આવડતું હતું તેમ નાચી બતાવ્યું.

સુલતાને વજીરની સલાહથી તે ઉમેદવારને ખજાનચી તરીકે નીમ્યો.

પછી વડા વજીરે સુલતાનના પૂછવા ઉપરથી દરબારમાં હાજર રહેલા સર્વને જણાવ્યું કે: " આ ઉમેદવારોને જે અંધારી ઓરડીમાં થઇને આવવાનું હતું, તેમાં મેં પુષ્કળ સોનામહોરો નખાવી હતી. આ એક વગરના તમામ ઉમેદવારે સોનામહોરો પોતાના ખીસામાં અને ચોરણામાં સમાય તેટલી ઠેસવી દીધેલી છે. સોનું ભારે ધાતુ છે. તેનો અવાજ પણ થાય છે. આ કારણને લઇને આ તમામ ઉમેદવારોએ નાચવાની ના પાડી હતી."

સુલતાને વજીરની ચાલાકી માટે તેને સારો શીરપાવ આપ્યો. પેલા બધા ચોરટાઓની સોનામહોરો ઝુંટવી લઇ તેમને દસદસ ફટકા લગાવીને કાઢી મૂક્યા.

પોતાની પ્રમાણિક નિષ્ટાને લઇને પેલો પ્રમાણિક ઉમેદવાર ખજાનચીની પદવીએ બેઠો, અને ધીમે ધીમે પ્રમાણિકપણે નોકરી કરી બહુ સુખી થયો.

## (૨૭) ચતુરલક્ષ્મીની ચાલાકી

વડોદરા નજીક ભાયલી કરીને એક નાનકડું ગામ છે. ત્યાં લાંબા વખતપર ભાથીજી કરીને કોઇ શુરવીર સતીયા થઇ ગયા. આજ પણ ગામના લોકો ભાથીજીના પાળીયાને તેલ ને સિંદુર ચઢાવે છે, પુલની માળા પહેરાવે છે, ચોખાથી વધાવે છે: ને જાત-જાતની માનતા માની તે મુજબ કસુંબો પણ ભાથીજીને ધરાવે છે.

એ ગામમાં બહુ જૂના જમાનામાં એક મોટી વાવ હતી. ભાથીજીના આશીર્વાદના પ્રતાપે એ વાવમાં એક નવાઈ જેવો ગુણ હતો. વરકન્યાનાં લગન થયા પછી જો વર એ વાવનું પાણી પહેલું પીએ તો તેની સ્ત્રી તેને વશ થાય અને આખો જન્મારો તેની તાબેદાર રહે. પણ જો કન્યા પહેલાં પાણી પી જાય તો વર આખો જન્મારો સ્ત્રીને વશ રહે અને તે કહે તેમ તેને કરવું પડે. આ કારણને લીધે જ્યારે જ્યારે લગ્ન થતાં ત્યારે વાવનું પાણી પહેલવહેલું પીવા માટે વરકન્યા વચ્ચે ભારે હરીફાઈ ચાલતી, અને તે માટે જાત જાતની નવી નવી યુક્તિઓ બન્ને પક્ષો અજમાવી જોતા.

એક વખત એ ગામના શેઠ રામદાસની એકની એક જુવાન ને સ્વરૂપવાન પુત્રી ચતુરલક્ષ્મીના લગ્નનું ટાણું આવ્યું. નજીકના

ગામના શેઠના દીકરા જોડે ચતુરનાં લગ્ન થવાનાં હતાં. જાન આવી પહોંચી હતી. બન્ને પક્ષ તરફથી લગ્નની ભારે ધામધૂમ ચાલી રહી હતી.

વરપક્ષવાળાઓ પોતાને બહુ જ હોંશિયાર ને પહોંચેલા ગણતા હતા. તેમણે ઠરાવ કર્યો કે લગ્ન થાય એટલે તરત જ વરરાજાને એકદમ પેલી વાવનું પાણી પાવાની ગોઠવણ કરી નાખવી.

તેમણે એક બહુ જ જોરાવર પાણીદાર કાઠીયાવાડી ઘોડી આણી રાખી હતી. જેવાં લગ્ન થઇ જાય કે તરત તેનાં તે જ કપડાંભેર સાજ નાખીને તૈયાર રાખેલી ઘોડી પર બેસી વરરાજાએ વાવ આગળ જઇને પાણી પી આવવું એમ તેમણે નક્કી કર્યું. તે મુજબની તૈયારીઓ પણ કરી નાંખી. તેમના મનમાં એમ હતું કે કન્યા એવી જોરાવર ઓછી જ છે કે વરરાજા કરતાં વધારે ઝડપથી વાવ આગળ જઈ પહોંચે! વરરાજા પહેલાં પાણી પીશે, ને આખો જન્મારો વહુ તેને વશ રહેશે એમ તેમની ગણતરી હતી.

બીજે દહાડે લગ્ન થયાં. “શુભ લગ્ન સાવધાન” બોલાયાં. જ્યાં લગ્ન પુરાં થયાં કે વરરાજા એકદમ માંડવામાંથી દોડયા, ને પેલી ઘોડીપર ચડી બેઠા. ઉતાવળમાં જાનમાંનાં બે ચાર છોકરાં પગતળે અથડાયાં ને તેમણે બૂમરાણ કરવા માંડયું, એનું પણ વરરાજાને અત્યારે ભાન કયાંથી હોય?

એ તો દોડયા ને પાણી પીને જાણે મોટો વાઘ માર્યો હોય એમ પાછા આવ્યા. વરપક્ષના મ્હોં આજે આનંદથી મલકી રહ્યાં હતાં.

પણ કન્યાપક્ષનાં મ્હોંપર પણ આનંદ સમાતો નહોતો. ચતુરલક્ષ્મીની સાહેલીઓ તો ખૂબ મોજમાં આવી ગઇ હતી.

તપાસ કરતાં જણાયું કે પાતળીયા અસ્વાર પીળી ઘોડીએ ચડી ઝડપથી વહુને વશ કરવાની ધૂનમાં વાવડી તરફ રવાના થયા, એ પહેલાં જ કન્યાએ પોતાની સાહેલીઓ પાસે વાવનું પાણી એક શીશીમાં ભરીને મંગાવી રાખેલું હતું તે પી લીધું હતું!

એટલે કે એ રીતે વરરાજાની તમામ ઉતાવળ ચતુરલક્ષ્મીએ રદ કરી નાખી હતી, અને પોતે પહેલાં પાણી પીધું હતું !

આ વાત જાણતાં જ વરરાજાનાં પક્ષનાં માણસોનાં મ્હોં વીલાં થઇ ગયાં ને સારા ગામમાં ચતુરલક્ષ્મીની ચાલાકીનાં વખાણ થવા લાગ્યાં.

## (૨૮) ઘરડાં વગર ગાડાં પાછાં વળે?

તળાજાના પટેલ પશાભાઇના દીકરા રામા પટેલનું લગ્ન હતું. પહેલી વારની સ્ત્રીને તેમણે સ્મશાનમાં વિદાય કરેલી હતી. હાલ બીજી વારનાં લગ્ન હતાં. ઉમર વર્ષ એકવીશની હતી. ઘરના એકના એક, પૈસે ટકે પૂરા, ને જુવાનીનુ જોર, એટલે લગ્ન વખતે રામા પટેલે જાનમાં બધા જુવાનીયાઓને જ સાથે લઇ જવાનો ઠરાવ કર્યો. ઘરડાં માણુસ નાહકનાં ખોડાં ઢોર જેવાં જાનમાં નડશે એમ એમણે માની લીધું.

પશા પટેલે ઘણું કહ્યું કે, "અલ્યા છોકરાઓ, જાનમાં એકલા ન જશો. ઘરડાઓ જોડે હશે તો કામ લાગશે. નાહકના હેરાન થશો."

પણ જુવાનીના મદમાં બ્હેકેલા રામા પટેલ તે વાત કેમ કરીને માને? તેમણે તો જુવાનીયાઓની જમાત કરી એકઠી, ને ચાલ્યા નજીકના ગામમાં પરણવા.

બાપ સમજુ હતો. તે સમજ્યો કે જુવાનીના તોરમાં ગયા છે તો એકલા, પણ લગનનું કામ. તેમાં સો વિઘ્ન આવે.

માટે જરૂર પડે તો કામ લાગીએ માટે જવું તો જોઇએ. આમ વિચાર કરી પશા પટેલે ગાડું તૈયાર કરાવ્યું. જાન ગયા પછી બે ત્રણ કલાક રહીને પોતાનો હુકકો લઇ ગાડું જોડાવીને નીકળ્યા.

રામા પટેલ પોતાની જુવાનીયાઓની મંડળી લઇને વહુના ગામના પાદરે પહોંચ્યા.

વહુપક્ષનાં માણસો હતાં જરાક ટીખળી. તેમણે જમાઇની ગમ્મત કરવાનો વિચાર કર્યો.

તેમણે રામા પટેલને કહેણ મોકલ્યું કે જાન લઇને તો આવ્યા, પણ અમારા ગામના તમામ કુવા ઘીથી ભરી દો ને પછી કન્યા પરણો. તે વગર કન્યા મળવાની નથી.

રામા પટેલ ગુંચવાઇને બોલ્યા કે કહો તો કળશી બે કળશી ઘી મંગાવી દઇએ, પણ આખા ગામના કુવા તે ઘીથી ભરાયા સાંભળ્યા છે?

વહુ પક્ષનાં માણસોએ કહ્યું કે ન કેમ ભરાય? કાં તો ગામના કુવા ઘીથી ભરી દો ને નહીતર સીધાવો આવ્યા તેવા જ વહુને સાસરે!

રામા પટેલ ને તેમના સાથીઓનાં મ્હોં વીલાં થઈ ગયાં. પટેલનો દીકરો શું ચોરીએથી પાછો જાય? હવે કરવું શું તે જુવાનીઆમાંથી કોઇને સુઝે નહિ. જાન તો ત્યાં જ ધામો નાખીને વિચારમાં પડી.

એટલામાં પાછળથી પશા પટેલ આવતા દેખાયા. જુવાનીયાઓનાં મ્હોં મલકયાં.

બધા પશાકાકાની ચોમેર વીંટાઈ વળ્યા અને આ વાતનો તોડ કાઢવા વિનંતિ કરી.

પશા પટેલે તરત કહેણ મોકલ્યું કે ગામના કુવા ઘીથી ભરી આપવાને ના કોણ પાડે છે ? લઈ આવો ગામના કુવા અમારા મુકામ આગળ અને અમે તે તમામ ભરી આપવાને તૈયાર છીએ.

ગામના કુવા કંઈ ઉપાડી લવાય ? એ તો મશ્કરીની જ વાત હતી. તરત બન્ને પક્ષ વચ્ચે સમાધાન થઇ ગયું અને શામા પટેલનાં લગ્ન રૂપાં સાથે થઈ ગયાં.

બધા જુવાનીયા હવે સમજ્યા કે ઘરડાં માણસ વગર તો ગાડાં પાછાં જ વળે. ભગવાન જાણે કે પશાકાકા આવ્યા ન હોત તો કેવી ફજેતી ઉડત !

# (૨૯) વિચિત્ર વસીયતનામું

આગળના જમાનામાં એક ઘરડો ધનવાન યાહુદી મરણ પામ્યો. મરનારના વસીયતનામામાં એવી સરત હતી કે તમામ દોલત, માલ મિલ્કત, અને રાચરચીલું શેઠનો એક ગુલામ હતો, તેને મળે, અને શેઠનો એકનો એક છોકરો જે પરદેશ હતો તેને માત્ર એ તમામ વસ્તુમાંથી તેને જે ગમે તે એક જ ચીજ ગુલામે લેવા દેવી.

ગુલામ તો બહુ ખુશી થયો. મિલ્કતની બરાબર ગોઠવણ કરી તે પરદેશમાં જ્યાં શેઠનો છોકરો રહેતો હતો ત્યાં ગયો. તેને બધા સમાચાર કહ્યા.

શેઠના છોકરાએ જોયું કે આ તો બધી રીતે નુકસાન.

તેણે એક જાણીતા ડાહ્યા અને અનુભવી માણસને આ વાત કહી, અને તેની સલાહ લીધી.

પેલો માણસ તો વસીયતનામાની આ સરત સાંભળીને બહુ જ ખુશ થયો અને મરનારની ચતુરાઈનાં વખાણ કરવા લાગ્યો. તેણે છોકરાને કહ્યું કે: "તારે તારા બાપની મિલ્કતમાંથી એક ચીજ લેવાની છે. કેમ ખરૂં કે નહિ ?"

છોકરાએ હા પાડી. ગુલામને બોલાવ્યો અને તેણે પણ આ વાત કબુલ કરી.

પેલા ડાહ્યા માણસે કહ્યું, "ઠીક ત્યારે. હવે તું આ ગુલામને જ પસંદ કર. તારા બાપની મિલ્કતમાં આ ગુલામનો પણ સમાવેશ થાય છે એટલે તું તેને લઇ શકશે. હવે કાયદા મુજબ ગુલામની તમામ સંપત્તિ અને દર દોલત તેના શેઠની ગણાય છે, એટલે ગુલામ તારી માલકીનો થયો, તે સાથે જ તારા બાપની તમામ મિલ્કતનો માલિક કાયદા મુજબ તું જ થયો. ગુલામ તારી ગેરહાજરીમાં મિલ્કતની ગેરવ્યવસ્થા ન કરે તે માટે તારા બાપે આવું ચતુરાઇભરેલું પણ વિચિત્ર વસીયતનામું કર્યું હતું."

શેઠનો છોકરો બહુ જ ખુશ થયો.

# (૩૦) કરચલાનો કાન

એક હતી ડોશી. ગરીબ એટલી બધી કે ખાવા પુરૂં અનાજ પણ ન મળે. એક ખડીયા ખડખડ ઝુંપડીમાં રહેતી હતી. એટલામાં ચોમાસાનાં સખત વરસાદને લીધે ઝુંપડી પણ તુટી પડી.

ડોશી બિચારી ઘર વગરની થઇ ગઇ. દરિયા કિનારે ડોશી આમતેમ ભટકવા લાગી. ઘણે દૂર એક ઠેકાણે એક ભાગલું તુટલું જૂનું ઝુપડું હતું.

ડોશી અંદર ગઈ. એ ઝુંપડી પહેલાં કોઇ માછીમારની હશે ને તદ્દન નકામી થઈ પડેલી હશે. હાલ એમાં કોઇ રહેતું નહોતું.

પણ ન મામા કરતાં કાણા મામા શા ખોટા ? ડોશીએ તો એ ઝુંપડીને જ જેમ તેમ કરીને સાફ કરી અંદર રહેવા માંડયું.

એ ઝુંપડીમાં સીંદુરીયા રંગનો એક કરચલો રહે. આજુ-બાજુ કોઇ માણસ કે જનાવરની તો વસતિ મળે નહિં. એટલે ડોશીએ તો કરચલાને પાળ્યો. કરચલો ડોશીના ખોળામાં બેસે અને ભારે ગમત કરે.

ડોશી રોજ ગામમાં જઇ ભીખ માગી લાવે. જે લુખું સુકું ખાવાનું મળે તે ઉપર દહાડો ગુજારે.

એમ કરતાં કરતાં સીસકારા કરતો શિયાળો આવી લાગ્યો. દરિયા કિનારો, પવનના કારમા સુસવાટા. ટાઢ તો કહે કે મારૂં જ કામ !

ડોશી ધ્રુજતી જાય ને રડતી જાય.

કરચલો કહે,–મા, મા, તમે રડો છો કેમ ? તમારે શું જોઇએ છીએ ? મને કહો ને ? હું તમારો દીકરો નહિ ?

ડોશી આંખો લુછતી લુછતી બોલી,–ભાઇ એ બધી વાત ખરી, પણ આખરે તું કરચલો તે કરચલો. તું કાંઇ ખરા દીકરાની ગરજ સારે ?

કરચલો કહે,–કેમ નહિ ? તમને જોઇએ છીએ શું ? ઝટપટ બોલી દો.

ડોશી કહે,–શું કહું ભાઇ ? ખાવાને અનાજ નથી. પીવાને પાણી કોણ ભરી દે ? આ ટાઢે દમ નીકળી જાય છે. મારી પાસે પુરાં પાધરાં કપડાં પણ કયાં છે ? અને આ ઝુંપડીના દેદાર તો જો ! આમાં તે કાંઇ રહેવાય ? શું કરીએ ભાઇ ! જેવી પ્રભુની મરજી !

કરચલો કહે,—ઠીક, તમે કાલે જોજો.

બીજે દિવસે કરચલો ત્યાંથી નીકળી વાણીયાની દુકાને ગયો. વાણીયાને કહે,–કાકા ! થોડાક ઘઉં આપશો ?

વાણીઓ કહે,–કેટલા ?

કરચલો કહે,–મારા કાનમાં માય એટલા.

વાણીઓ હસી પડયો. તે કહે,–તારા બન્ને કાનમાં ભરાય એટલા ઘઉં મફત ભરી જા ને ? કોણ ના કહે છે ?

કરચલાનો કાન તે કેવડોક હોય ? અંદર ઘઉંનો એકાદ દાણો પણ ભાગ્યે જ સમાય. પણ આ કરચલો જેવો તેવો ન હતો. આ તો ચમત્કારી કરચલો હતો.

દુકાનદાર બીજા કામમાં રોકાયો એટલે કરચલો પેઠો વખારમાં. બન્ને કાનમાં બબ્બે ચારચાર ગુણો આખી ને આખી ઠાલવી લીધી. પછી ડાહ્યોડમરો બનીને તે તો આવ્યો ડોશીમાની પાસે. ડોશીમાના પગ આગળ ઘઉંનો ઢગલો કર્યો.

ડોશી તો ખુશ ખુશ થઈ ગઈ.

કરચલો બીજે દિવસે પાછો ગામમાં આવ્યો. એક મારવાડી રૂપીઆની થેલીઓ ગણતો હતો. કરચલો કહે,–થોડાક પૈસા આપશો ?

મારવાડી બોલ્યો,–જોને આ કરચલો ! અલ્યા ! તું પૈસા શામાં લઈ જઈશ ?

કરચલો કહે,–મારા કાનમાં.

મારવાડી હુહુહુ કરીને હસવા લાગ્યો. તે કહે,–તારા કાનમાં ઘાલીને તારે જોઇએ એટલા રૂપીયા લઇ જા. લે, આ રૂપીઆની કોથળી.

એમ બોલી મારવાડીએ કરચલા તરફ રૂપીયાની આખી કોથળી ફેંકી. કરચલાએ તો આખી કોથળી જ કાનમાં ઠાલવી દીધી, ઝપાટાભેર રસ્તે પડયો.

ડોશીના પગ આગળ રૂપીયાનો ગંજ ખડકાયો. ડોશીના આનંદનો પાર ન રહ્યો. તે તો હરખઘેલી બની ગઈ.

ડોશીએ તો સુથાર ને કડીયા બેસાડયા. ઝુંપડી સમી કરાવી. એક બાઇ સાથે બાંધણી કરી કે રોજ આવીને બેડું પાણી ભરી જાય.

ડોશી તો ખાઇ પીને ખૂબ મોજ કરવા લાગી.

કરચલો પણ પોતાની માને ખુશી થયેલી જોઈ ખુશી થયો.

એમ ને એમ બહુ દિવસો વીતી ગયા. એક દિવસ કરચલો ડોશી સામી નજર કરે, ત્યાં તો ડોશીની આંખમાંથી આંસુ રેલાય !

કરચલો કહે,–મા, હવે શું કામ રડો છો ? તમને શું જોઇએ છીએ ?

ડોશી કહે,—દીકરા ! તેં તો ઘડપણમાં મારૂં દળદર ફીટાડી નાખ્યું. તારો તો જેટલો પાડ માનું તેટલો ઓછો. પણ આખરે તું કરચલો જ કની ? જો તું છોકરો હોત તો તું પરણત, મારે ઘેર તારી વહુ આવત. હું સંસાર વહેવારના લહાવા લેત. આપણે શું કરીએ ? જેવી પ્રભુની મરજી !

કરચલો બોલ્યો,—ઓહો ! એટલી જ વાત છે ને ? તેમાં મુંઝાઓ છો શાનાં ? હું જરૂર વહુ પરણી લાવીશ. અને તે પણ જેવી તેવી નહિ. રાજાની કન્યા પરણી લાવું ત્યારે ખરો ! પછી કાંઇ છે ?

કરચલાભાઈ તો નીકળ્યા રાજાની કન્યા પરણવા !

રસ્તામાં એક બિલાડી મળી.

બિલાડી પૂછે,—કરચલાભાઈ ! કયાં જશો ?

કરચલો બોલ્યો,—રાજાની દીકરી પરણવા જાઉં છું.

બિલાડી કહે,–મને લેતા જાઓ ને ? ગીતો કોણ ગાશે ?

કરચલો કહે,–ચાલ ને ? કોણ ના પાડે છે ? પેસી જા મારા કાનમાં.

બિલાડી કરચલાના કાનમાં પેસી ગઈ.

આગળ જતાં એક વાઘ મળ્યો.

વાઘ પૂછે,—કરચલાભાઇ ! કયાં જશો ?

કરચલો કહે,—રાજાની કુંવરીને પરણવા.

વાઘ કહે,—ભાઇ ! હું તો વાઘમામો કહેવાઉં. મારા વગર કેમ ચાલશે ? મને સાથે લે ને ?

કરચલો કહે,—મામા ! તમારા વગર તો ગામનાં નગારાં અવળાં થઇ જાય. પેસી જાઓ મારા કાનમાં, ને ચાલો મારી જાનમાં !

વાઘ પણ કરચલાના કાનમાં પેસી ગયો.

આગળ ચાલતાં વાંસનાં ઝાડ મળ્યાં.

તે કહે,—અમે પણ જાનમાં આવીએ ?

કરચલો કહે,–ચાલો ને ! પેસી જાઓ મારા કાનમાં !

વાંસ પણ કાનમાં પેસી ગયા.

વળી આગળ ચાલ્યા એટલે એક મોટી નદી આવી.

નદી કહે,—કરચલાભાઈ ! શીદ જશો ?

કરચલો બોલ્યો,—રાજાની કુંવરીને પરણવા.

નદી કહે,—મને ન લઈ જાઓ?

કરચલો કહે,—શા માટે નહિ? પેસી જાઓ મારા કાનમાં!

નદી પણ કરચલાના કાનમાં પેસી ગઈ.

આખરે કરચલો રાજાના મહેલમાં ગયો. જઇને કહે,—રાજાજી! રાજાજી! મને તમારી કુંવરી પરણાવો. તમારો જમાઇ બનાવો!

રાજા ખૂબ ગુસ્સે થયો. આ કરચલાને મારી કુંવરી પરણવી છે! કહેવાય કેમ નહિ?

તેણે પોતાના સિપાઇને મોકલ્યો, ને કરચલાને પકડી લાવવા કહ્યું.

કરચલાએ તેના હાથે એવું સખત બચકું ભર્યું કે સીપાઈ તો ચીસ મારતો ત્યાંથી નાઠો.

રાજાએ બીજા નોકરો મોકલ્યા ને કરચલાને પકડી મગાવ્યો.

રાજા ગુસ્સે થઈને કહે,–હરામખોર! તારે મારી કુંવરી પરણવી છે, કેમ? ઉભો રહે. તને બરાબર સ્વાદ ચખાડું છું.

રાજાએ પોતાના મરઘાખાનામાં કરચલાને નાખ્યો. તેની ગણતરી એવી હતી કે કરચલાને બધા કુકડાઓ મારી નાખશે.

પણ કરચલાના કાનમાંથી બિલાડીબાઈ બહાર નીકળ્યાં. બધા કુકડા એકે તડાકે સાફ કરી નાખી પાછાં કરચલાના કાનમાં પેસી ગયાં.

બીજે દિવસે સવારના પહોરમાં રાજાએ તપાસ કરાવી ત્યારે કરચલો તો જીવતો જાગતો. બધા કુકડા સફાચટ!

રાજાએ દાંતમાં આંગળાં કરડયાં.

તેણે કરચલાને હાથીના પગે બાંધીને છુંદી નાખવા હુકમ ફરમાવ્યો.

સીપાઇઓ કરચલાને પકડીને હાથીખાનામાં લઈ ગયા. તેને હાથીના પગે બાંધ્યો. પણ જ્યાં હાથી તેના ઉપર પગ દાબવા જાય ત્યાં તો કાનમાંથી વાઘજીભાઇ નીકળ્યા જ તો ને !

વાઘે હાથીની સુંઢપર તરાપ મારી. હાથી ખૂબ જોરથી વાઘ જોડે લડયો. પણ વાઘે હાથીને મારી નાખ્યો.

પોતાનું કામ પરવારીને વાઘજીભાઈ પાછા કરચલાના કાનમાં પેસી ગયા.

રાજાને જ્યારે ખબર પડી કે હાથીખાનામાં તેના રાજ્યનો સૌથી બળવાન હાથી ઠાર મુઓ છે, અને કરચલો તો જીવતો જાગતો છે, ત્યારે તો તેના ક્રોધની સીમા ન રહી. તે તો જમીન ઉપર આમ પગ પછાડે, ને તેમ પગ પછાડે.

રાજાએ પોતાના સૌથી જબરા કસરતબાજોની ટુકડીને બોલાવીને કરચલાને મારી નાખવાનો હુકમ આપ્યો.

મલ્લ લોકો કરચલા ઉપર ધસ્યા. પણ તેને મારે એ અગાઉ તો કાનમાંથી વાંસના સોટા બહાર નીકળ્યા. અને પછી તો દે તડાતડ !

સનનનનન કરતા સોટા મલ્લ લોકોના વાંસા, હાથ, મ્હોં, માથા ને પગ ઉપર પડવા માંડયા ! તેમનાં હાડકાંનો ખુરદો થઈ ગયો.

લડવા વઢવાનું ભૂલીને તેઓ જીવ લઇને ઉભી પૂંછડીએ નાસી ગયા.

રાજાએ કરચલાને પકડી મંગાવ્યો અને પોતાના ખાટલાના પાયે બાંધ્યો.

દાંત ભીસીને રાજા કહે,–બચ્ચાજી ! આજ તો મજા કરી લે ! કાલ સવારે જોજે, તારી વલે કરૂં છું તે.

રાત પડી. રાજા તો પલંગમાં ઉંઘી ગયો. મધરાત થઇ એટલે કરચલાના કાનમાંથી મોટી બધી નદી બહાર નીકળી. રાજાનો પલંગ નદીના પાણીમાં તણાતો ચાલ્યો !

સવાર પડી એટલા વખતમાં તો કેટલે ય દૂર રાજા તણાતો તણાતો નીકળી ગયો. આંખ ઉઘાડીને જુએ છે તો ચારે બાજુ પાણી પાણી ને પાણી !

રાજા સમજ્યો કે હવે તો મોત આવ્યું. આ કરચલો તો માથાનો મળ્યો.

ખાટલાને પાયે બાંધેલા કરચલાને રાજા કહે,–ભાઇસાબ ! તારા પગે લાગું. તારી ગાય છું. મને છોડાવ. તને મારી દીકરી પરણાવીશ. હવે તો મને તું જ બચાવે ત્યારે ખરો.

કરચલાએ નદીને પાછી કાનમાં પેસી જવાનું કહ્યું. નદી કાનમાં પેસી ગઇ. રાજા બચી ગયો.

પોતાના રાજ્યમાં જઈ રાજાએ કરચલા સાથે પોતાની કુંવરી પરણાવી. આખા શહેરમાં લગનની ખુશાલીને બદલે મોતના મરશીઆ ગવાતા હોય એવો દેખાવ થઇ રહ્યો. કરચલાની સાથે તે રાજકુંવરી પરણી કોઇએ જાણી હશે ?

કરચલો તો કુંવરીને લઇને ત્યાંથી નીકળ્યો ને આવ્યો ડોશીમાની ઝુંપડીમાં. રસ્તામાં બિલાડી, વાઘ, વાંસડા ને નદી પોત પોતાના રસ્તે પડી ગયાં હતાં.

ડોશી તો રાજાની કુંવરીને પોતાના દીકરાની વહુ તરીકે આવેલી જોઈને ખુશ ખુશ થઈ ગઇ.

એમ ને એમ ઘણા દિવસ વહી ગયા.

રાજા વિચાર કરવા લાગ્યો કે કરચલાની સાથે કુંવરીને પરણાવી તો છે, પણ બિચારી ઝૂરી મરતી હશે. ચાલ, જઇને ખબર તો કાઢી આવું.

રાજા ડોશીની ઝુંપડીએ આવ્યો. પોતાની કુંવરીને મળ્યો.

રાજાએ તો કુંવરીને સુકાઇને દુઃખથી અધમુઇ જોવાની આશા રાખેલી. પણ કુંવરીનું મ્હોં તો હસુહસુ થઇ રહેલું. તે તો એવી ખુશમિજાજી અને લહેરમાં રહેલી લાગતી હતી કે વાત કરવાની નહિ.

રાજાને નવાઇ લાગી. એકાંતમાં લઇ જઈ કુંવરીને તેનો ભેદ પૂછયો.

કુંવરી કહે,–તમારા જમાઈ ખરેખર કરચલા નથી. વાત એમ છે કે તે મૂળ તો એક રાજાના કુંવર હતા. એક વેળા નદી કિનારે તે ફરતા ફરતા ઘોડે બેસીને જતા હતા, ત્યાં તેમના પગતળે એક કરચલાની માદા કચરાઈ ગઈ. તેના વરે (કરચલાએ) તે જોયું. તેણે તેમને શાપ આપ્યો કે તું આવો મોટો બળવાન થઇ નિર્બળનું રક્ષણ કરવાને બદલે તેમને પગતળે છુંદી નાખે છે, માટે જા, તું કરચલો થજે. જ્યારે મોડી રાતે બધાં સુઇ જાય ત્યાર પછી જ તું માણસ થઇશ. પાછો સવારે કરચલો થઈ જઇશ.

રાજકુમારે કરચલાની બહુ બહુ માફી માગી. છેવટે કરચલાએ કહ્યું,–તું કરચલો થઈશ, પણ તારો કાન એવો ચમત્કારી બનશે કે અંદર જે ધારીશ તે રહી શકશે.

તું જ્યારે કરચલાના સ્વરૂપમાં જ કોઇ મનુષ્યકન્યાને પરણીશ ત્યાર પછી તારો છૂટકારો નજીક આવશે. તારી સ્ત્રીથી તને બચાવી શકાશે નહિ. બીજો કોઈ ધારે તો તને બચાવી શકશે.

રાજા તો આ બધું સાંભળીને ખૂબ નવાઇ પામ્યો. તે કહે, બહેન ! કહે, મારે શું કરવુ ?

કુંવરી કહે,–જ્યારે તમારા જમાઈ રાત્રે કરચલા મટીને માણસ બને છે ત્યારે તેમની કરચલાની ચામડી એક ખુણામાં પડી રહે છે. તે લઇને તમે રાતો રાત વાટીને ભૂકો કરી નદીમાં નાખી દો તો પછી તેમનાથી કરચલા બનાશે નહિ.

રાત્રે જ્યારે કરચલો રાજકુંવર બની ગયો ત્યારે રાજાએ છુપી રીતે કરચલાની ચામડી લઇને તેના ઝીણા ઝીણા ટુકડે-ટુકડા કરી તાબડતોબ તેને નદીમાં નખાવી દીધી.

સવારમાં કરચલાની ચામડી હોય કયાંથી, કે કુંવર કરચલો બને ?

કુંવર પાછો કરચલો મટીને રાજકુંવર બની રહ્યો.

રાજાને પ્રણામ કરી, તેની કુંવરીને તથા ડોશીમાને સાથે લઇ, રાજકુમાર પોતાના રાજમાં ગયો.

ત્યાં તેણે, કુંવરીએ, ને ડોશીમાએ ખાધું પીધું ને મજા કરી.

# (૩૧) વીર વિક્રમ અને વઈતાળ

**મા**ળવા દેશમાં ઉજ્જયિની નગરી છે. ત્યાં અસલના વખતમાં એક રાજાના રાજ્યમાં પ્રજા સર્વ વાતે સુખી હતી.

પણ એ રાજ્યમાં થોડાક વખતથી એક ભયંકર આફત આવી પડી હતી. વઈતાળ નામે એક મહા પ્રચંડ રાક્ષસ ઉજ્જયિની નગરીમાં અનેક માણસોનો ભક્ષ કરી જતો હતો.

રાજાનાં લશ્કરોએ વઇતાળને વશ કરવાને ઘણા પ્રયત્નો કર્યા. પણ દુષ્ટ રાક્ષસના બળ આગળ મનુષ્યબળનો શો હિસાબ? પરિણામે રાજાએ પોતાની નિર્બળતા જોઇ લીધી. તેણે વઇતાળ સાથે સલાહ કરી.

તેમાં એવો ઠરાવ થયો કે ઉજ્જયિની નગરીમાંથી દરરોજ પ્રજાવર્ગમાંથી એક માણસનો ભક્ષ વઇતાળને આપવો. તેના બદલામાં વઇતાળે કોઇ પણ દિવસ એ શહેરના કોઈ પણ માણસને કાંઈ પણ ઉપદ્રવ કરવો નહિ.

આ શરત પ્રમાણે વઇતાળને પ્રજાવર્ગમાંથી વારા પ્રમાણે એક માણસનો દરરોજ ભોગ આપવામાં આવતો હતો. આ

ભોગ આપવામાં સહેજ પણ અનિયમિતતા ન થવા દેવાની રાજાની સખત તાકીદ હતી; કારણ કે તેમ થતાં વઈતાળ ગુસ્સે થાય તો નગરમાં કેવો ઉત્પાત થઇ રહે તે વાતનો વિચાર કરતાં જ કમકમી આવતી હતી. આ કારણથી વઇતાળને વારાફરતી દરરોજ એક માણસનું ભક્ષ આપવામાં આવતું હતું.

આવી રીતે એક દિવસ એક કુંભારના ઘરમાં તેના એકના એક પુત્રને વઈતાળના ભક્ષ તરીકે જવાનો વારો આવ્યો. કુંભારના આખા કુટુંબમાં આ એકનો એક છોકરો હતો, અને તેના ઘરની ઘરડી ડોશીમાના કહેવા પ્રમાણે તે 'સાત ઘરનું અજવાળું' હતો. આ પુત્રના મરણથી કુંભારનો નિર્વંશ જઈ સાત ઘેર તાળું દેવાય તેમ હતું. આ કારણથી આખા કુટુંબમાં જે ભયંકર રૂદન અને કકળાટ ચાલ્યો તેનું વર્ણન કરવું અશકય છે.

કુંભારના ઘરમાં વીકો અનાથ હતો. તેને નહોતાં માબાપ કે નહોતાં ભાઇભાંડું. વીકો આ કુંભારને ત્યાં રહી તેમનું પરચુરણ કામકાજ કરતો, અને તેના બદલામાં કુંભાર આ અનાથ બાળકપર દયા લાવી તેને ખાવાને અનાજ, અને પહેરવાને કપડાં આપતો.

આજે કુંભારના કુટુંબમાં ચાલી રહેલા ભયંકર કકળાટથી વીકાને નવાઇ લાગી. તેણે તપાસ કરી તો બધી વાત માલમ પડી.

વીકો હિમ્મતવાન છોકરો હતો. પોતાને આશ્રય આપનાર કુટુંબને સંકટ સમયે સહાય થવું એ પોતાનું કર્તવ્ય છે તે વીકો સમજતો હતો.

વીકાએ માગણી કરી કે, કુંભારના છોકરાને બદલે વઈતાળના ભક્ષ તરીકે હું જવાને તૈયાર છું.

વીકાની આ ઉદાર માગણીથી કુંભાર અજાયબી પામ્યો. આખરે પુષ્કળ આનાકાની પછી વીકાને વઈતાળના ભક્ષ તરીકે જવાની રજા આપવામાં આવી. કુંભારના કુટુંબનાં મોઢાં હસતાં થયાં.

રાતના બાર વાગ્યાનો વખત થયો. ગામની ઉગમણી દિશાના દરવાજે નિયમ પ્રમાણે વીકાને ઉભો રાખવામાં આવ્યો. દરવાને દરવાજા બંધ કરી દીધા.

મધરાતનો સમય થતાં 'ખાઉ! ખાઉ!!' કરતો વઇતાળ દરવાજા આગળ ભક્ષ મેળવવા આવી પહોંચ્યો.

વઈતાળનું ભયંકર શરીર, તેણે ગળામાં ધારણ કરેલી મુંડમાળા, તથા તેનો કારમો પોકાર જોઈને ભલભલા વીર પુરૂષનું કાળજું પણ કંપી જાય, તો નાના બાળકની શી વાત કરવી?

પણ વીકો ઘણો જ બહાદુર અને દ્રઢ મનનો હિમ્મતવાન બાળક હતો.

વઈતાળે તેને પોતાના ભક્ષને માટે તૈયાર થવાનું કહ્યું.

વીકો બોલ્યોઃ—"ભાઇ! મરતી વખતે મારી એક ઈચ્છા પૂરી ન કરે?"

રાક્ષસે પૂછ્યું:—"તારી શી ઈચ્છા છે?"

વીકો:–"તારામાં કેટલી શકિત છે ?"

રાક્ષસ:–"મારી શકિત અમાપ છે. સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રણે લોકમાં કોઇના વગર અટકાવે હું હરી ફરી શકું છું."

વીકો:–"ત્યારે સ્વર્ગમાં બ્રહ્માને મળીને એટલું પૂછી આવ કે તું આજે મારો ભક્ષ કરવાનો છે, તો મારો આવરદા કેટલા વર્ષનો છે ?"

રાક્ષસ:–"જો કે હું એ પ્રમાણે પૂછવા બંધાયલો નથી, પણ તારી મરતી વખતની છેલ્લી ઇચ્છા હું જરૂર પુરી કરીશ. તું અહીં ઉભો રહે. એક ઘડીમાં હું સ્વર્ગમાં જઇને બ્રહ્માને પૂછીને પાછો આવું છું."

બરોબર એક ઘડીનો વખત વીત્યો એટલે વઇતાળ ત્યાં પાછો આવી પહોંચ્યો. તેણે કહ્યું:–"બ્રહ્મા કહે છે કે તારૂં આયુષ્ય સો વર્ષનું છે."

વીકો:–"હવે મહેરબાની કરીને ફરી માત્ર એક જ વાર ત્યાં જા. બ્રહ્માને પૂછી આવ કે મારા આયુષ્યમાંથી એક ઘડી ઓછી કરો. અગર તેમ નહિ તો એક ઘડી વધારી આપો."

ફરીથી રાક્ષસ ગયો. એક ઘડીમાં ફરી પાછો આવ્યો, અને વીકાને કહ્યું:–"બ્રહ્મા કહે છે કે વિધાતાના લેખમાં ફેરફાર કરવાને ત્રણે લોકમાં કોઇ પણ સમર્થ નથી. તારૂં સો વર્ષનું આયુષ્ય નક્કી થયું છે, તેમાં એક ઘડી તો શું, પણ એક આંખના પલકારા જેટલા સમયનો પણ વધારો કે ઘટાડો થઇ શકે તેમ નથી. એ કામ કદી કોઇથી બની શકે તેમ નથી."

વીકોઃ–"મારી હાલની ઉમ્મર તને કેટલી લાગે છે?"

વઈતાળઃ–"તારી ઉમ્મર બાર વર્ષથી વધારે હોય એમ મને લાગતું નથી."

વીકોઃ–"મારૂં આયુષ્ય સો વર્ષનું છે તેની તું જ ચોકસ તપાસ કરી આવ્યો છે. હાલ મારી ઉમ્મર બાર વર્ષની છે તે તું જ કબુલ કરે છે. મારૂં ઈઠયાસી વર્ષનું આયુષ્ય હજુ બાકી છે. તેમાં આંખના એક પલકારા જેટલા વખતનો પણ ફેરફાર થઇ શકે તેમ નથી, તે તું ખાતરીપૂર્વક જાણે છે. જ્યારે આવી સ્થિતિ છે ત્યારે તું મને શું કરી શકવાનો હતો? જો મારૂં આયુષ્ય હજુ બાકી છે, તો તારાથી મારો વાંકો વાળ પણ થઈ શકે તેમ નથી. દુષ્ટ રાક્ષસ! તું મને શું કરી શકવાનો છે? આવી જા? તારી સાથે હું આજે યુદ્ધ કરી તને હરાવવાને તૈયાર છું!!"

વીકાની અસાધારણ હિમ્મત અને દૃઢતા જોઈ રાક્ષસ છક થઇ ગયો. તે પોતે જ તપાસ કરી આવ્યો હતો કે વીકાનું આયુષ્ય એકસો વર્ષનું છે. તેની ખાતરી થઇ કે આ તેજસ્વી અને બળવાન બાળકને હું કાંઇ પણ કરી શકું તેમ નથી. મને હંફાવનાર જો કોઇ પણ મળ્યું હોય તો માત્ર આ બાળક છે. આવો વિચાર કરી વઈતાળ વીકાને નમી પડયો. તે દિવસથી વઈતાળ વીકાનો દાસ થઇને રહ્યો.

આ વીકો તે જ પરાક્રમી અને પરદુઃખભંજન મહારાજા વિક્રમ. તેણે વીર વઇતાળની મદદથી જે અનેક પરાક્રમો કર્યાં, તે વઇતાળ પચ્ચીસી વગેરે પુસ્તકોમાં વર્ણવેલાં છે.

# (૩૨) ત્રણ સંતરાં

તુર્કસ્તાન દેશના સુલતાનને એક શાહજાદો હતો. આખા દેશમાં એના જેવો શુરવીર, ખૂબસૂરત અને માયાળુ બીજો કોઇ નહિ હોય. બાદશાહ અને આખી પ્રજા એને બહુ જ ચહાતી.

પણ એક મોટું દુઃખ હતું. શાહજાદો પરણવા લાયક ઉમરનો થઈ ગયો હતો, છતાં કોઈની સાથે તે શાદી કરતો નહોતો. સુલતાન અને રાજ્યનાં બીજાં માણસો તેને ખૂબ સમજાવતાં, પણ શાહજાદો ચોકખી ના પાડતો.

આખરે એક વખતે સુલતાને તેને તેમ કરવાનું કારણ પૂછયું. તેણે કહ્યું કે મારા મનગમતી કોઈ પણ સ્ત્રી અહીં જણાતી નથી. બરફના જેવા રંગવાળી, ને સૂર્યોદયના જેવી સ્વરૂપવાળી સુશીલ શાહજાદી હોય તો જ હું તો પરણું. માટે મને અહીંથી પરદેશ જવા દો. ત્યાં મારે લાયકની કન્યા મળી આવશે.

સુલતાને તેને જવાની રજા આપી.

શાહજાદો પોતાના ઉમદા અરબસ્તાની ઘોડા ઉપર સવાર બની ઉગમણી દિશામાં ચાલી નીકળ્યો.

જતાં જતાં દરિયાકિનારે આવ્યો. ત્યાં એક સોનાનું વહાણ હાલમડોલા થતું હતું. શાહજાદો વખાણની આંખે એ વહાણને જોઈ રહ્યો.

એટલામાં કોઇ અદૃશ્ય માણસો તેને ઉંચકી લેતાં હોય એમ લાગ્યું. શું બન્યું તેનો વિચાર કરે તે અગાઉ તો તે ઘોડા ઉપરથી ઉંચકાઇને વહાણમાં ગોઠવાઈ ગયો હતો.

બહાવરો બની તે આમતેમ જોવા લાગ્યો. પણ એટલી વારમાં તો વહાણને રૂપેરી જરી ને કીનખાબના સઢ હતા તે આપોઆપ ખુલી ગયા. પવન અનુકુળ રીતે ફુંકાવા લાગ્યો. ધનુષમાંથી બાણ છુટે એમ વહાણ સડસડાટ રસ્તો કાપવા લાગ્યું.

થોડી વારમાં તો કિનારો, ઘોડો, અને ઝાડપાન તમામ દેખાતાં બંધ થઈ ગયાં. શાહજાદો ભરદરિએ આગળ ને આગળ વધી રહ્યો હતો.

ત્રણ દિવસ ને ત્રણ રાત સુધી તેણે વહાણમાં મુસાફરી કરી.

ચોથા દિવસની સવારે વહાણ દરિયા કિનારે આવીને ઉભું રહ્યું. શાહજાદો આંખ ચોળીને જુએ તો તેનો પોતાનો ઘોડો કિનારે થનગન થનગન નાચતો ઊભો છે! તે ખૂબ ખુશી થયો. વહાણમાંથી કિનારે કુદી પડયો અને ઘોડા ઉપર બેસી ગયો.

બેસતાંની સાથે જ ઘોડાને જાણે કોઇ દોડાવતું હોય તેમ ઘોડો સડસડાટ આગળ ને આગળ વધવા લાગ્યો. શાહજાદાએ આજુબાજુ નજર કરી તો બરફના ઢગલે ઢગલા જણાયા. બીજુ કાંઈ ન મળે. ટાઢ તો એટલી વાય કે દાંત કડકડ કડકડ બોલે.

ઘણે દૂર ગયા પછી એક સફેદ ઘર નજરે પડયું. તેણે ઘોડાને તે બાજુ મારી મૂકયો. ઘર આગળ જઇને બારણું ખખડાવ્યું.

થોડી વારમાં એક સફેદ વાળવાળી ડોસીએ બારણું ઉઘાડયું.

શાહજાદો,–"માજી' હું બીબીની શોધમાં છું. ફીરસ્તા જેવી સદ્‌ગુણી, બરફ જેવા રંગવાળી, અને પ્રાતઃકાળના જેવી રૂપવંતી રમણી મારે જોઇએ છીએ."

ડોસીએ બારણું બંધ કર્યું અને બોલી–"અહીં તારૂં કામ નહીં. આ તો ઠંડીનો પ્રદેશ છે. મારૂં નામ શિશિર. અહીં કાંઇ નહિ વળે. મારી પાનખરઋતુ નામની બહેન છે તેની પાસે જા. ત્યાં તારૂં કાંઇક વળે તો વળે."

શાહજાદાએ ઘોડો મારી મૂકયો. ગાઉના ગાઉ કપાઇ ગયા. ઠંડીનો મુલક જતો રહ્યો. જરાક ગરમી અંગ ઉપર લાગતી હતી. ઝાડ પાન પીળાં ને સોનેરી રંગનાં થઇ ખરવાની તૈયારી કરી રહ્યાં હતાં.

આખરે ખૂબ દૂર જતાં જંગલમાં એક તપખીરીયા રંગનું મકાન જણાયું. ઘોડાને તે બાજુ દોડાવ્યો.

મકાન આગળ જઇ બારણું ખખડાવ્યું. અંદરથી એક બાઇ બહાર આવી. તેનું શરીર ભરાવદાર, વાળ લાંબા લટકતા, અને ચહેરો માયાળુ જણાતો હતો. તે સહેજ હસીને બોલી,–"ભલા જુવાન! તને શું જોઇએ છીએ?"

શાહજાદાએ કહ્યું,–"પરણવા માટે કોઈક પરીસુરત પૂતળી."

તે બોલી,–"ત્યારે તો ભાઈ, તું ઘર ભુલ્યો. હું તો બહુ જ કામમાં છું. આ મુલકમાં મારૂં રાજ્ય છે. અનાજની લણણી કરવાની, ફૂળ ભેગાં કરવાનાં, અને બીજાં બહુ કામ અહીં છે. તું મારી બહેન ઉષ્મા પાસે જા. કદાચ તે તને રસ્તો બતાવશે."

શાહજાદો ત્યાંથી નીકળી આગળ ચાલ્યો. ધીમે ધીમે ગરમી સખત લાગવા માંડી. શાહજાદાના શરીરપર પરસેવાના રેલા નીતરવા લાગ્યા. તેને પોતાનો પોશાક કાઢી નાખવાનું મન થયું. પણ ઘોડો તો સડસડાટ આગળ વધ્યે જ જતો હતો.

ખૂબ દૂર વળી પાછું ઝાડના ઝુંડના છાંયડામાં પીળા રંગનું એક ઘર જણાયું, ને શાહજાદો ત્યાં ગયો.

બારણે એક દમામદાર દેખાવની સ્ત્રી ઉભી હતી. શાહજાદાએ કહ્યું,–"બાનુ, મારે પરણવા શાહજાદી જોઈએ છીએ."

તે બાઈ કહે,–"મારૂં નામ ઉષ્મા. મને ગ્રીષ્મ ઋતુ પણ કહે છે. અહીં તો મારે સખત કામ છે. તું મારી વહાલી બહેન વસંતની પાસે જા. તે તારી ઈચ્છા પૂરી કરશે."

શાહજાદો આગળ વધ્યો. હવે ગરમી ઓછી થઈ ગઈ. પવન ધીમોધીમો વાવા લાગ્યો. ગુલાબી ઠંડી શાહજાદાને આનંદ આપવા લાગી. શાહજાદાને ચારે બાજુનો પ્રદેશ બહુ જ રમણીય લાગ્યો. ઝાડપાન, ફળફુલ, બધાં અદભુત શોભાવાળાં દેખાતાં હતાં.

એમ કરતાં આગળ જતાં પુલવાળાં મનોહર ઝાડોમાં વેલોથી વીંટાયલો એક ખુશનુમા મહેલ જણાયો. ત્યાં જઈ તેણે બારણું ખખડાવ્યું. આંખો પણ અંજાઈ જાય એવા રૂપવાળી વસંત અંદરથી બહાર આવી. તેણે પચરંગી પુલનો પોશાક સજ્યો હતો. માથાની વેણી, કાનમાં પુલ, અને અંગપરના દાગીના તમામ પુલના જ હતા.

રૂપાની ઘંટડીના રણકારા જેવા મધુર અવાજ સાથે તે બોલી, "શાહજાદા, શું જોઇએ છીએ ?"

શાહજાદાએ પોતાની બધી હકીકત કહી.

વસંતે તેને ત્રણ સંતરાં આપ્યાં ને કહ્યું,–" તું તારા મુલકમાં જા. આ ત્રણમાંથી ગમે તે એક સંતરૂં કાપજે. અંદરથી એક કન્યા નીકળશે. તે તારી પાસે પાણી માગશે. જેવી તે પાણી માગે તેવો જ તું તેને પાણી આપજે. જો વાર કરીશ, અને પાણી નહિ આપે તો કન્યા અદૃશ્ય થઈ જશે. એ મુજબ ત્રણ સંતરામાંથી કુલ ત્રણ રાજકન્યાઓ નીકળશે. પણ જો તું પાણી નહિ આપે તો ત્રણે અદૃશ્ય થઇ જશે."

અનેક મુશીબતો વેઠી શાહજાદો પાછો પોતાના મુલકમાં આવ્યો. પોતાનો ઘોડો નોકરને સોંપ્યો, અને વહેલોવહેલો બાદશાહી બગીચામાં ગયો.

હોજના પુવારામાંથી ઠંડા પાણીનો એક પ્યાલો ભર્યો. જમીન ઉપર બેઠો. છરી લઈ એક સંતરૂં કાપ્યું.

કાપતાની સાથે જ અંદરથી બેહુસ્તની પરીને પણ લજવે એવા રૂપવાળી એક દિવ્ય સુંદરી નીકળી. મીઠાશથી હસીને તે બોલી,–"ભલા શાહજાદા! મને પાણી પાશો?"

શાહજાદો તો તદ્દન પાગલ જેવો થઇ ગયો હતો. તે તો આ રૂપસુંદરીના રૂપને જોયા જ કરે. તેના કાને તે કન્યાના શબ્દો સંભળાયા જ નહિ!

થોડીક વારમાં જ્યારે કન્યા અદૃષ્ય થઈ ગઇ ત્યારે જ તેને ભાન આવ્યું કે હાથે કરીને તેણે એક સંતરૂં ગુમાવ્યું હતું.

બીજી વાર બીજું સંતરૂં કાપ્યું. ફરીથી અંદરથી એક અદ્ભુત રૂપવાળી કન્યા નીકળી. તેણે પણ પાણી માગ્યું. શાહ-જાદો આ અવસર પણ ચુકયો. તેના સામું ઠપકાભરી આંખથી જોતી જોતી તે કન્યા પણ થોડા વખતમાં અદૃશ્ય થઇ ગઇ.

શાહજાદાને પોતાની જાત ઉપર ભારે ગુસ્સો ચઢયો. પોતાની મૂર્ખતાને ધિક્કારવા લાગ્યો.

તેણે ત્રીજું સંતરૂં કાપ્યું. આ વખતે તો તેણે આંખ જ બંધ કરી દીધી. સંતરામાં આ દુનિયામાંથી કદી કોઇએ જોઈ ન હોય કે કલ્પી ન હોય, એવા પારવગરના રૂપવાળી એક સુંદરી નીકળી. હસતી હસતી તે શાહજાદાને કહે,–"શાહજાદા! મને પાણી આપો!"

શાહજાદાએ વહેલાં વહેલાં પાણીનો પ્યાલો ભરીને આપ્યો. કન્યા પાણી પી ગઇ. શાહજાદાના જીવને હવે સંતોષ થયો..

તે કહે,–" સુંદરી ! તમે મારી સાથે શાદી કરશો ?"

સુંદરી શરમાતાં શરમાતાં બોલી,–"હા."

શાહજાદાનો આનંદ તો માય નહિ. તેણે શાહજાદીને પોતાની પાસે લીધી. ધારી ધારીને તેના પારવગરના રૂપને ગાંડાની માફક જોઈ રહ્યો.

વસંતઋતુની સવારના આકાશી રંગ જેવું તેનું રૂપ હતું. સ્વચ્છ શીતળ બરફ જેવો એના શરીરનો રંગ હતો. પરવાળા જેવા મધુર હોઠ હતા. મોતી જેવા દાંત હતા. તેની રીતભાત કોઈક સ્વર્ગીય સુંદરીના જેવી હતી.

શાહજાદો કહે,–"સુંદરી ! છો તો બહુ સરસ. પણ આવા પારવગરના રૂપાળા અંગ ઉપર એકકેય દાગીનો નહિ ? અને આવાં સાદાં વસ્ત્રો ? શાહજાદીને શાની ખોટ હોય ? તમે અહીં થોડીક વાર આરામ લો. હું તમારે માટે ઉમદા કીનખાબનો પોશાક અને દાગીના લઈને આવું છું."

શાહજાદીએ તેને બહુ સમજાવ્યો કે દાગીનાની કશી જરૂર નથી. પણ શાહજાદો માને શાનો ? તે તો ત્યાંથી નીકળી ગયો.

શાહજાદી હોજની નજીકના એક વિશાળ ઝાડ ઉપર ચડીને આરામ લેવા લાગી.

શાહજાદી ઝાડની ડાળીપર એવી રીતે બેઠી હતી કે તેના શરીરનો સુંદર પડછાયો નીચેના હોજના પાણીમાં દેખાતો હતો.

એ આરસામાં એક કદરૂપી હબસણ તેની શેઠાણીને માટે એ હોજમાં પાણી ભરવાને આવી.

તે જ્યાં પાણી ભરવા જાય ત્યાં તો પાણીમાં બહુ સુંદર પડછાયો જોયો. હબસણે પોતાની આખી જીંદગીમાં કદી દર્પણમાં પોતાનું મ્હોં જોયું ન હતું. એટલે તે કેવી કદરૂપી ને જોતાં જ કમકમાટી વછુટે એવી હતી, તેની તેને ખબર નહોતી. હોજમાં પેલી રાજકન્યાનો પડછાયો પોતાનો જ પડછાયો છે એમ માની તે તો હરખઘેલી બની ગઇ.

તે હતી જરા અક્કલની અધુરી. તે બડબડી, "આવું ચાંદાના તેજ જેવું તો મારૂં રૂપ છે. મારા જેવી રૂપની પૂતળી તો કોઈ શાહજાદાના મહેલમાં શોભે! હું પાણી ભરૂં? ના રે મા! મારી કોમળ કાયા કરમાઈ જાય!"

તે તો ગઇ સીધી તેની શેઠાણી પાસે. જઇને કહે,–"હું તો પાણી નહિ ભરૂં. મારા જેવી પુનમના ચાંદ જેવી રૂપાળી પરી તે કાંઈ પાણી ભરે?"

આ દાસીનું મગજ આજે વધારે ખસી ગયું હશે એમ ધારી તેની શેઠાણી તો ગુસ્સે થવાને બદલે ખડખડ હસવા લાગી. તે હસીને કહે,–"અરે! પણ તું તો સીસમના ઝાડ જેવી રૂપાળી (!) છે. તને તે કોણ શાહજાદી કહે? મુંગી મુંગી જઇને પાણી ભરી આવ, નહિ તો હમણાં જ માર પડશે."

દાસી બડબડતી બડબડતી પેલા હોજમાં પાણી ભરવા ગઇ. વળી પાછો તેણે શાહજાદીનો પડછાયો પાણીમાં જોયો. હવે તો તેની ખાતરી જ થઇ ગઇ કે મારૂં રૂપ પારવગરનું છે. એમાં શંકા હોય જ કેમ કરીને?

તે તો પાણી લીધા વગર ફરી પાછી ગઈ. ફરી એની એ જ વાત શેઠાણી આગળ કરી.

શેઠાણીનું તો આ જોઈને હસતાં હસતાં પેટ દુ:ખી આવ્યું. તેણે બીજી પાંચ સાત સ્ત્રીઓને બોલાવીને દાસીની ખાતરી કરી આપી કે જો, તારૂં મ્હોં મધરાતે જોઈએ તો છળી મર્યા વગર ન રહીએ. હવે મુંગી મુંગી જઈને પાણી લઈ આવ! નહિ તો ફટકારવી પડશે.

દાસી ખૂબ ગુંચવાડામાં પડી. બડબડતી બડબડતી તે ત્રીજી વાર પાણી લેવાને ગઈ.

ફરી પાછો તેણે એનો એ પડછાયો જોયો. તે બોલી ઉઠી,–" ઓય મા! પણ હું તો ચંપાના પુલ જેવી રૂપાળી છું! કોણ ના કહે એવું છે?"

તેના શબ્દો ઝાડપર બેઠેલી શાહજાદીના કાને પડયા. આ દાસીના ભોળપણ ઉપર તે હસી પડી. તેના હસવાનો અવાજ દાસીના કાને પડયો. તે સમજી ગઇ કે આ પડછાયો તો આ શાહજાદીનો છે. મારો નથી.

પોતે ત્રણ ત્રણ વાર મૂરખ બની તે માટે દાસીને ભારે ગુસ્સો ચડયો. તે સમજી ગઇ કે મારા સંતાપનું કારણ આ શાહજાદી છે. તેને બરાબર સવાદ ચખાડું ત્યારે ખરી.

દાસીએ ઠાવકું મ્હોં રાખીને કહ્યું,–" સુંદર શાહજાદી! ઉપર શું કરો છો? નીચે આવો ને?"

શાહજાદીએ કહ્યું કે, "આ નગરનો શાહજાદો મારે માટે કપડાં ને દાગીના લેવા ગયો છે. તેમાં હું ઉપર બેઠી છું."

દાસી કહે,–"ગભરાશો નહિ. નીચે આવો. તમારા વાળ વીખરાઇ ગયા છે તે સમા કરી આપું."

શાહજાદી વિશ્વાસ રાખી નીચે ઉતરી.

દાસીએ તેના વાળ સમા કરવાને બહાને પાછળથી એક મોટો સોયો તેની ગરદનમાં ખોસી દીધો. શાહજાદી ત્યાં ને ત્યાં જ તરફડીને મરણ પામી.

દાસી ખુશી થઈને નાચવા માંડી.

શાહજાદીનું શબ પળ વારમાં અદૃશ્ય થઇ ગયું, અને તે એક સફેદ કબુતરી બનીને ઉડી ગઇ.

દાસી ઝાડ ઉપર ચડી ગઈ.

થોડીક વારમાં શાહજાદો આવ્યો.

દાસી કહે,–"તમે મારે માટે દાગીના ને કપડાં લેવાને ગયા ત્યારે અહીં એક ડાકણ આવી અને મને મંત્ર મારીને આવી ઘરડી દાસીના રૂપમાં ફેરવી નાખી. તેણે એમ સરત કરી છે કે જો તમે મને મારા આવા કદરૂપા સ્વરૂપ છતાં પરણીને મારા તરફનો તમારો અખંડ પ્રેમ પુરવાર કરશો તો જ હું પરણ્યા પછી પાછી મૂળ સ્વરૂપમાં આવી જઈશ. હવે કરવું હોય તેમ કરો."

આ ડાકણને જોતાં જ શાહજાદાનું મગજ ભમી જતું હતું. પણ તે ઇમાની હતો.

શાહજાદાએ પોતાની સાથેનાં દાસ દાસીઓને હુકમ કર્યો કે આ હબસણને દરદાગીના ને વસ્ત્રો પહેરાવો.

તે લોકો તો શાહજાદાનો હુકમ સાંભળીને આંખના ડોળા ફાડીને જોઇ જ રહ્યા. પણ શાહજાદાનો હુકમ કેમ ઉથાપાય? તેમણે પેલી દાસીને હીરા મોતીના શણગાર અને જરીનાં વસ્ત્રો પહેરાવ્યાં.

શાહજાદો એ હબસણને લઈને સુલતાનની પાસે ગયો.

સુલતાન તો આ ડાકણને જોઇને હબકી જ ગયો. પણ જ્યારે શાહજાદાએ તેને હબસણે કહેલી વાત કહી ત્યારે તે સહેજ ઠંડો પડયો.

દાસી શાહજાદી બનીને જનાનખાનામાં ગઇ. આવી બેવકુફ દાસીને શાહજાદી જેવો દોર દમામ કે રીત રિવાજ કયાંથી આવડે? તેના અવળઢંગા હુકમો અને રીતભાતથી આખો નોકર વર્ગ થોડા વખતમાં ત્રાસી ગયો.

એક વાર તે બબરચીખાના (રસોડા) માં ગઇ. જાત જાતજાતની વાનીઓ અકરાતીઆં ઢોરની માફક ત્યાં ને ત્યાં જ ખાવા લાગી! શાહી બબરચી દાંતમાં આંગળા પકડીને આ કંગાલ ડાકણનું ડાચું જોઇ રહ્યો.

એટલામાં બબરચીખાનાની બારી ઉપર એક સુંદર સફેદ કબુતરી બેઠી. દાસી ઓળખી ગઇ કે આ કબુતરી તે જ પેલી શાહજાદી.

તેણે હુકમ કર્યો કે આ કબુતરીને મારી નાખી, તેને રાંધીને તેનું માંસ મને ખવરાવો.

શાહજાદીના હુકમ મુજબ બબરચીએ કબુતરીને બાણુ મારીને મારી નાખી. તેના લોહીનાં ત્રણ ટીપાં બ્હાર પડયાં. તે ત્રણ ટીપાંમાંથી જમીન ઉપર ત્રણ સુંદર નાનકડાં ઝાડ ઉગ્યાં.

આ બાજુ કબુતરીને મારી નખાવી તેને રંધાવીને પેલી દુષ્ટ દાસી ખાઇ ગઇ. હવે બધી બલા ટળી એમ મનમાં ખુશ થતી ત્યાંથી જતી રહી.

જાણે કોઇ દેવતાઈ ઝાડ હોય એમ પેલા ત્રણ છોડ ઉંચા વધવા લાગ્યા. એટલું જ નહિ પણ દરેક છોડ ઉપર અકકેકું સુંદર સ્વાદિષ્ટ જણાતું સંતરૂં પણ ઉગ્યું.

આ બનાવ જોઇને બબરચીને ખૂબ નવાઇ લાગી. તે શાહજાદાને તેડી લાવ્યો.

શાહજાદો એ ત્રણે છોડ અને તે ઉપરનાં સોનેરી સંતરાં જોઇને બહુ જ ખુશ થયો. તેને કાંઇક આશા આવી. બબરચી પાસે છરી મંગાવી. પહેલા ઝાડમાંથી સંતરૂં તોડીને કાપ્યું.

અંદરથી રૂપરૂપના અંબારસમી એક સુંદર શાહજાદી નીકળી અને હસતી હસતી શાહજાદાની સામે ઉભી રહી. તે બોલી,–"શાહજાદા, પાણી પાશો ?"

શાહજાદો તેને જોઈ બોલ્યોઃ 'તું બહુ સુંદર છે. પણ મારી શાહજાદી નથી.'

પળ વારમાં તો તે શાહજાદી અદ્રશ્ય થઇ ગઇ.

શાહજાદાએ બીજું સંતરૂ કાપ્યું. અંદરથી બીજી શાહજાદી નીકળી. તેણે પણ પાણી માગ્યું. શાહજાદો કહે,–"તું મારી શાહજાદી નથી."

તે પણ પળ વારમાં અદ્રશ્ય થઈ.

શાહજાદાએ ત્રીજા છોડ ઉપરનું સંતરૂં તોડયું. તેને કાપ્યું. તરત જ અંદરથી તેની વહાલી શાહજાદી બહાર આવી ને પાણી માગ્યું. શાહજાદાએ તેને પ્રેમથી પાણી પાયું.

શાહજાદીએ શાહજાદાને દાસીના તરકટની બધી વાત કરી.

શાહજાદો ખૂબ ગુસ્સે થયો. તેણે સુલતાનને ખરી વાત કહી. સુલતાન તો આ સ્વર્ગની સુંદરી જેવી શાહજાદીને જોઈને રાજી રાજી થઈ ગયો.

તેણે માણસો મોકલી પેલી દુષ્ટ દાસીને તેડી મંગાવી, તેને સખત માર મારી જીવતી સળગાવી મૂકવા હુકમ કર્યો.

પણ શાહજાદી દયાળુ હતી. સુલતાનના પગે પડી તેણે દાસીને છોડી મૂકવાની વિનંતિ કરી.

પોતાના શાહજાદાની બીબીની પહેલી જ માગણી તે ભલો સુલતાન કેમ ના પાડી શકે? તેણે દાસીને દેશપાર કરી.

શાહજાદો અને શાહજાદી અમન ચમનમાં રહી ખૂબ મોજ કરવા લાગ્યાં.

## ફુલમાળા ભાગ ૧ સમાપ્ત

# બાલજીવન પુસ્તકમાળાની ચોપડીઓ

* સુંદર, સચિત્ર, સસ્તાં, બાલોપયોગી પુસ્તકો—ઇનામ, ભેટ ને લહાણી માટે મોટા પ્રમાણમાં વપરાતાં *

| | | |
|---|---|---|
| ( ૧ ) | વસંત .... .... | ....૦–૧–૦ |
| ( ૨ ) | સ્વામીભક્ત સુરપાળ .... | ....૦–૨–૦ |
| ( ૩ ) | બાલા ગીતમંજરી .... | ....૦–૪–૦ |
| ( ૪ ) | અમારી વાર્તાઓ .... | ....૦–૮–૦ |
| ( ૫ ) | આનંદધારા ભાગ ૧ .... | ....૦–૬–૦ |
| ( ૬ ) | અમારી બીજી વાર્તાઓ.... | ....૦–૮–૦ |
| ( ૭ ) | આનંદધારા ભાગ ૨ .... | ....૦–૭–૦ |
| ( ૮ ) | આનંદધારા ભાગ ૩ .... | ....૦–૮–૦ |
| ( ૯ ) | સરોવરની સુંદરી .... | ....૦–૨–૦ |
| ( ૧૦ ) | આનંદધારા ભાગ ૪ .... | ....૦–૮–૦ |
| ( ૧૧ ) | અમારી ત્રીજી વાર્તાઓ | ....૦-૧૨-૦ |
| ( ૧૨ ) | આનંદકુંજ ભાગ ૧ .... | ....૦–૮–૦ |
| ( ૧૩ ) | સારી સારી વાતો .... | ....૦–૮–૦ |
| ( ૧૪ ) | ફુલમાળા ભાગ ૧ .... | ....૦-૧૨-૦ |
| ( ૧૫ ) | ફુલમાળા ભાગ ૨ .... | ....૦-૧૨-૦ |
| ( ૧૬ ) | અજિત .... .... | ....૦–૧–૦ |
| ( ૧૭ ) | બાવલાનાં પરાક્રમો .... | ....૧–૦–૦ |
| ( ૧૮ ) | વીર વનરાજ .... ....( છપાય છે ) | ૦–૩–૦ |
| ( ૧૯ ) | આનંદકુંજ ભાગ ૨....( " ) | ૦–૮–૦ |
| ( ૨૦ ) | બાળકોનાં બલિદાન ....( " ) | ૦–૧–૦ |

કસનદાસ નારણદાસ-બૂકસેલર—નાણાંવટ—સુરત

બાલજીવન કાર્યાલય....બાજવાડા....વડોદરા

મુંબઇ-ભરૂચ-વરોવરા-અમદાવાદ-ભાવનગર-કરાંચી-રાજકોટ, બધેથી મળે છે


પૂઠું છાપનાર: શ્રી સયાજીવિજય પ્રેસ-વડોદરા